# श्रीयजुर्वेदीय लघु आह्निकप्रकाश.

धर्मो विश्वस्य जगतः प्रतिष्ठा
लोके धर्मिष्ठं प्रजाः उपसर्पंति ।
धर्मे पापमपनुदति धर्मे सर्वं
प्रतिष्ठितं तस्माद्धर्मं परमं वदन्ति ॥

કૃષ્ણ યજુર્ તૈતિરીયારણ્યકના દશમા પ્રપાઠકની ... મા
અનુવાકમાં કહ્યું છે.

છપાવી પ્રગટ કરનાર,
હરિવલ્લભ મહાશંકર ભટ્ટ.
મુ. આમોદ, ઠે. ... ભરૂચ.

ઉત્કૃષ્ટ મુદ્રણાલયમાં પટેલ પુરૂષોત્તમ રણછોડદાસે છાપ્યું
ઠે. ... નીચે—અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ    પ્રત ૧૦૦૦
સંવત ૧૯૮૭    સન ૧૯૩૧

કિંમત અમૂલ્ય.



॥ श्रीगणेशाय नमः ॥

# ॥ अथ प्रातरुत्थान विधि ॥

સૂર્યોદય થવાને છ ઘડી રાત્રી રહે (બ્રાહ્મ મુહૂર્તમાં) તે વખતે ધર્મ જિજ્ઞાસુએ નિદ્રાનો ત્યાગ કરવો અને ઇષ્ટનું સ્મરણ કરવું. બ્રાહ્મણને ઇષ્ટદેવમાં શિવજી કહેવાય છે, પરંતુ પ્રથમ નીચેનો મંત્ર બોલી કર દર્શન કરવું; તેમજ અન્ય માંગલીક પદાર્થ પણ જોવા:—

કરદર્શન.

કરાગ્રે વસતે લક્ષ્મી; કર મધ્યે સરસ્વતી,
કરમૂલે સ્થિતો બ્રહ્મા પ્રભાતે કર દર્શનમ્.

ત્યારપછી નીચેના મંત્રથી ભૂમીને સ્પર્શ કરવો:—

સમુદ્રે વસને દેવી, પર્વતસ્તન મણ્ડિતે;
વિષ્ણુપત્નિ નમસ્તુભ્યં, પાદસ્પર્શં ક્ષમ સ્વમે.

પછી શુદ્ધ જલવડે ત્રણ કોગળા કરી, મુખ તથા આંખોને ધોઈ, આચમન લઈ પછી નીચેના મંત્રથી શિવજીનું પ્રાતઃસ્મરણ કરવું:—

પ્રાતઃ સ્મરામિ ભવભીતિ હરં સુરેશં;
ગંગાધરં વૃષભ વાહન મંબિકેશમ્,
ખટ્વાંગ શૂલ વરદા ભય હસ્તમીશં;
સંસાર રોગ હરમૌષધ મ દ્વિતીયમ્. ૧

પ્રાતઃનમામિ ગિરિશં ગિરિજાર્ધ દેહં;
સર્ગ સ્થિતિ પ્રલય કારણ માદિદેવમ્,
વિશ્વેશ્વરં વિજિત વિશ્વ મનોભિરામં;
સંસાર રોગ હરમૌષધ મ દ્વિતીયમ્. ૨

પ્રાતર્ભજામિ શિવ મેકમનં ત માદ્યં;
વેદાંત વેદ્ય મખિલં પુરૂષં મહાંતમ્,
નામાદિ ભેદરહિતં ષડ્ભાવ શૂન્યં;
સંસાર રોગ હરમૌષધ મ દ્વિતીયમ્. ૩

## ॥ अथ मलमूत्रत्यागः ॥

ગામથી સો અને નગરથી ચારસો પગલાં નૈરૂત્ય ખૂણામાં દૂર જઈ, અનુકૂલતા હોય તો ભૂમિપર સૂકુ ઘાસ પાંદડાં કે બીજી કોઈ ચીજ પાથરી, રાત્રિના ભાગમાં દક્ષિણભણી અને બાકીનો જે વખત તેમાં ઉત્તર તરફ મુખ રાખી, ઉપવીતને જમણે કાને રાખી બેસવું, અને સાથે લઈ ગયેલા જળપાત્રને જમણા હાથ તરફ મૂકવું. ત્યાર પછી મૌનપણે થુંક્યા વગર મલમૂત્રનો ત્યાગ કરવો. ગામ કે નગરની નજીક મળમૂત્ર કરવા જગ્યા નિર્માણ થયેલી હોય તો, ત્યાં, જો દિશાનો નિયમ પાળી શકાય એમ હોય તો પાળવો. માથાપર તથા મુખપર વસ્ત્ર ઢાંકવું.

લીલા ઘાસપર, કીડીઓના કે બીજા કોઈપણ પ્રાણીના દરપર, જલાશયના સમીપમાં, માર્ગમાં, શેરીમાં, જલમાં, દેવાલય સંબંધી સ્થળમાં, અગ્નિઉપર, રાખઉપર, ગોમયપર, ગૌશાળામાં પર્વતના

ઊંચા શિખરપર, સ્મશાનમાં, પડી જવાનો ભય રહે એવા સ્થાનમાં, ઉદ્યાનની સમીપમાં, પ્રવાસિજનોને વિશ્રામ લેવાના સ્થાનમાં (ધર્મશાળામાં), વૃક્ષનામૂળમાં, ઊભાંઊભાં, ચાલતાં ચાલતાં, ખેડેલા ખેતરમાં, અને અગ્નિ-સૂર્ય-ચંદ્ર-વાયુ-સ્ત્રી-ગુરૂ અને બ્રાહ્મણ એમની સન્મુખ મલમૂત્રનો ત્યાગ કરવો નહિ.

## ॥ शौच विधिः ॥

મલત્યાગ કર્યા પછી ઉપસ્થપર એકવાર અને ગુદાપર ત્રણવાર માટી તથા જલ લગાડવાં. અને પછી જલથી તે અવયવો તથા ડાબો હાથ શુદ્ધ કરવા. પછી અનુકૂલ સ્થાનકે આવી, ડાબાહાથમાં દશવાર, બંને હાથમાં સાતવાર, અને બંને પગમાં એકેકવાર એ પ્રમાણે લીલા આમળા જેવડી શુદ્ધ મૃતિકા લગાડવી, અને તેટલીજ વખત જલવડે તે તે અવયવો ધોવા. આવી રીતે ન બની શકે તો, મલીનતા સારી રીતે નાશ પામે ત્યાં સુધી માટી તથા જલથી તે અંગોને ધોઈ સ્વચ્છ કરવા. પગ ધોયા પછી હાથને તથા જલપાત્રને ધોવાં. પીતળ વિગેરે ધાતુનું પાત્ર જો દિશાએ જતિ વેળા સાથે લઈ જવામાં આવ્યું હોય, અને તે બીજા ઉપયોગમાં લેવાનું હોય; તો તેને બેવાર જલથી અને મૃતિકાથી ધોવું. મૂત્ર ત્યાગ કરતી વેળાપણ કંઠલંબીત જનોઈ કરી જમણા કાનપર ચઢાવવું. મૂત્રત્યાગ કર્યા પછી લીંગપર એકવાર, ડાબાહાથમાં ત્રણવાર, અને બંને હાથમાં બેવાર મૃતિકા લગાડવી, અને તેટલીજ વાર તે અવયવો જલથી ધોવા. હમણાં તો ઘણાખરા દ્વિજો મૂત્રત્યાગ કર્યા પછી ઉપસ્થ તથા હાથને જલપણ લગાડતા નથી. બીલકુલ શૌચાદિ ધર્મને આચરતા નથી એ અનાચાર છે. ક્વચિત્ કોઈ કારણથી ઉક્ત શૌચ ન બની શકે તો જલથી ઉપસ્થ

તથા હાથ તો અવશ્ય ધોવાજ જોઈએ. આ શૌચ ગૃહસ્થ માટે જાણવું. બ્રહ્મચારીએ એનાથી બમણું, અને સન્યાસીએ ચારગણું શૌચ કરવું. દિવસ કરતાં રાત્રીએ અડધું શૌચ કરવું. રોગીએ તથા પ્રવાસીએ રાત્રીએ અડધું કિંવા યથાશાખ્ય શૌચ કરવું. ત્યારપછી [1]આચમન લેવું; અને પ્રાતઃકાલમાં એવી રીતે શૌચ કરી લીધા પછી દાતણ કરવું. જો ઉપવીત વિના મલમૂત્રનો ત્યાગ કરે તો તે દ્વિજ બે ઉપવાસ કરીને દાન તથા હોમ કરે તો શુદ્ધ થાય છે.

રાફડાની, ઊંદરનાદરની, જલની અંદરની, શૌચ કરતાં અવશેષ રહેલી, ઘરની ભીંતઆદિની, માર્ગમાં રહેલી અને અપવિત્ર સ્થાનની મૃતિકાનો શૌચમાં ઉપયોગ ન કરવો. પણ તે સિવાયની મૃતિકાનો ઉપયોગ કરવો.

---

ટીપઃ-૧ સ્નાન કર્યા પછી, ભોજન કર્યા પછી, નિદ્રા કર્યા પછી, ને કર્મકાલે અધોવાયુ સરે તે પ્રસંગે સ્માર્ત રીતે ઇશ્વર નામોચ્ચારણથી ત્રણ આચમન કરવાં જોઇએ. સ્માર્તની જગાએ શ્રૌત આચમન કરે તો પણ ચાલે. ગાયત્રી મંત્રથી એકવાર આચમન લેવું એ શ્રૌત આચમન કહેવાય. ને ॐ **केशवाय नमः । ॐ माधवाय नमः । ॐ नारायणाय नमः ।** એમ ત્રણમાંના એકેક મંત્રવડે એકેક આચમન કરવું, તે સ્માર્ત આચમન કહેવાય. પછી જમણો હાથ ધોઈ હોઠને બેવાર જલથી શુદ્ધ કરવાં. કાંસું, લોઢું, સીસું, કલઈ, જસત અને પીતળ એ ધાતુના પાત્રવડે આચમન કરવું નહિ. આચમન કરતી વખત ઉત્તર કે પૂર્વ તરફ મુખ રાખવું. માથે તથા કંઠમાં વસ્ત્ર ન રાખવું, જનોઈ ડાબા ખભાપર રાખવું, શિખા બાંધી રાખવી, પગમાં કાંઈ ન પહેરવું, આડું અવળું જોવું નહિ, અને હસવું કે

# ॥ दंतधावन विधिः ॥

[૧]દાતણ ટચલી આંગળીના ટેરવા જેવડું જાડું, છાલસહિત, ગાંઠ તથા છિદ્ર વિનાનું, સરલ લેવું. બ્રાહ્મણે દશ આંગળનું, ક્ષત્રિએ નવ આંગળનુ, વૈશ્યે આઠ આંગળનું, અને શુદ્રે સાત આંગળનું લેવું. વળી તે સૂકું, સડેલું કે જીવડાવાળું ન જોઈએ. દાતણ કરતી વેળા નીચેનો મંત્ર ભણવો:—

**ॐ आयुर्बलं यशोवर्चः प्रजाः पशून् वसूनिच ।**
**ब्रह्म प्रज्ञां च मेधां च त्वं नो देहि वनस्पते ॥**

પછી દાતણને ધોઈ અનુકૂલતા હોય તો ઉત્તર કે પૂર્વભણી મુખ રાખી તેને ચાવવું, તે તેના એક આંગળને આસરે થયેલા કોમળ કુચાથી દાંતને શુદ્ધ કરવા. પછી તેની ચીરથી કે ઉલ્લેખિનીથી ( સોના, રૂપા, અથવા ત્રાંબાની ઓલ ઉતારવાની પટ્ટીથી ) જીવ્હાની ઓલ ઉતારવી. ઓલ ઉતાર્યા પછી મુખ શુદ્ધિ માટે બાર કોગળા કરી સૂર્યને નીચે મુજબ નમન કરવું:-

---

બોલવું પણ નહિ, અંગુઠો તથા ટચલી આંગળી છૂટાં રાખી ટાઢા અને ફિણાદિ વિનાના જલથી હૃદયને પહોંચે એવી રીતે જમણા હાથના અંગુઠાના મૂળવડે આચમન લેવું.

**ટીપ:**–૧ દાતણ કરવા યોગ્ય કાષ્ટનો નિયમ એવો છે કેઃ– કાંટાવાળાં વૃક્ષોનાં, જેમાંથી દૂધ જેવા ચીકાશ પદાર્થ નિકળે તેવા વૃક્ષોનાં, આઘેડા આદિ તરૂનાં ગ્રહણ કરવાં. તેમાં પણ સમય, વૃક્ષાદિના ગુણદોષ, અને પોતપોતાની પ્રકૃતિ અનુસાર અગર તો ઉત્તમ રસવાળાં ઝાડનાં દાતણ ગ્રહણ કરવાં.

## सूर्य नमन.

आदित्यस्य नमस्कारं ये कुर्वन्ति दिने दिने ।
जन्मान्तर सहस्त्रेषु, दारिद्रयं नोपजायते ॥

સ્ત્રીઓએ તુલસીને નમન કરવું:-

## तुलसी नमन.

महाप्रसाद जननी, सर्व सौभाग्य दायिनी ।
आधि व्याधि हरा नित्यं, तुलसी त्वं नमोस्तुते ॥

**અર્થ**:-મહાપ્રસાદ આપનારાં હે માતા તમે બધી સ્ત્રીઓને સૌભાગ્યનાં દેનારાં છો, તેમજ આધિ વ્યાધિને નિત્ય હરનારાં એવાં હે તુલસી માતા તમને નમસ્કાર હો.

ગૃહસ્થે જે દિવસે દાતણ ન મળે તે દિવસે, અથવા અમાવાસ્યા, શ્રાધ કે ઉપવાસાદિને દિવસે, ઝાડનાં પાંદડાં કે રાખથી કે મંજનથી તર્જની વિનાની બીજી આંગળીવડે અથવા બાર કોગળાવડે દાંતને શુદ્ધ કરવા. મુખનો દુર્ગંધ દૂર કરવા તથા દાંતને સ્વચ્છ કરવા જેમને નિત્ય પ્રાતઃ દાતણની અપેક્ષા હોય તેમણે, વૃતને દિવસે દાતણ કરતાં દાંતમાંથી લોહી ન નિકલે એમ સાવધાનતા રાખી દાતણ કરવું; કેમકે તે દિવસે જો લોહી નિકળે તો ધર્મશાસ્ત્ર પ્રમાણે વૃતનો ભંગ થાય છે.

## ॥ अथ नद्यादि जल स्नान विधिः ॥

નદી આદિ જલાશય પ્રતિ જતાં દર્ભ, ગંધ, પુષ્પ, પવિત્ર વસ્ત્રાદિ સાથે લેવું. તે તમામને પવિત્ર જગ્યાએ રાખવું. માટી તથા

જલવડે બે પગ તથા હાથ ધોઈ, શિખા બાંધી, ગોઠણ સુધી જલમાં ઊભા રહીને, અને તેથી ઓછું જલ હોય તો બેસીને, આચમન કરી, અંજલી (હથેલીમાં) લઈ, પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો;

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुक तिथौ अमुकवासरे शुभ पुण्य तिथौ मम आत्मनः श्रुति स्मृति पुराणोक्त पुण्य फल प्राप्त्यर्थं अमुक तीर्थे वा गृहे प्रातः स्नान महं करिष्ये ॥**

પછી જલાશયમાંના જલને નમસ્કાર કરી, ગંધાદિકથી પૂજન કરી, તલાવ, કુંડ, કિંવા વાવમાં પૂર્વભણી અને નદીમાં પૂર્વભણી કિંવા પ્રવાહ ભણી મુખ રાખી, નર્મદાદિ તિર્થોની ભાવના કરવી ને નીચે મુજબ સ્તવન કરવું.

ત્વં રાજા સર્વ તીર્થાનાં, ત્વમેવ જગતઃ પિતા,
યાચિતં દેહિમે તીર્થમ્; તીર્થરાજ નમોસ્તુતે.

બંને હાથના અંગુઠાવડે બંને કાન, બંને તર્જનીવડે બંને નેત્ર, અને બંને મધ્યમા વડે બંને નાકનાં છિદ્ર બંધ કરી, ત્રણવાર ડુબકી મારી બધા અંગનું હાથવડે પ્રક્ષાલન કરી, પછી બે આચમન લઈ, નીચેના મંત્રોથી દર્ભવડે વા જમણા હાથની અનામિકા તથા મધ્યમા-વડે માર્જન કરવું:-

**ॐ आपो हि ष्ठा मयोभुवस्ता न ऽउर्जे दधातान।**
**महे रणाय चक्षसे ॥१॥**
**ॐ यो वः शिवतमो रसस्तस्य भाजयतेह नः।**
**उशतीरिव मातरः ॥२॥**

ॐ तस्मा अरङ्गमाम वो यस्य क्षयाय जिन्वथ ।
आपो जनयथा च नः ॥३॥

પછી જલમાં ડુબકી મારીને નીચેના મંત્રવડે અઘમર્ષણ કરવું. ડુબકી માર્યાં પછી એક શ્વાસે એકવાર કિંવા ત્રણવાર એ મંત્ર મનમાં બોલવાનો છે.

ॐ द्रुपदादिव मुमुचानः स्विन्नः स्नातो मलादिव ।
पुतं पवित्रेणेव्वाज्यमापः शुन्धन्तु मैनसः ॥

પછી આચમન લેવું. પછી તર્પણ કરવાની ઇચ્છા હોય તો તે નીચે પ્રમાણે કરવું:–ત્રણ સળીવાળો દર્ભ લઈ તેનો આગલો અણીવાળો ભાગ પૂર્વભણી રાખી દેવ તિર્થથી [હાથના આંગળાના(ટેરવાંથી) અગ્રભાગથી] નીચેના દેવોને એકેક [1]અંજલી આપવી.

ॐ ब्रह्मादयो देवास्तृप्यंताम् । ॐ भूर्देवास्तृप्यंताम् । ॐ भूवर्देवास्तृप्यंताम् । ॐ स्वर्देवास्तृप्यंताम् । ॐ भूर्भुवः स्वर्देवास्तृप्यंम् ॥

દર્ભનું મૂળ જમણા હાથના અંગુઠાના મૂળ આગળ આવે તેમ આડોકરી, પછી જનોઈ કંઠસ્થ કરી, પ્રજાપતિ તિર્થથી ( ટચલી આંગળીના મૂળથી બે હાથની વચ્ચેથી ) નીચેના ઋષિઓને બબે અંજલી આંપવી:—

ॐ सनकादिद्वैपायनादयो ऋषयस्तृप्यंताम् । ॐ भू–

---

ટીપ:–૧ બે હાથ જોડી રાખી પાણીનો ખોબો ભરી તે બાર આંગળ ઊંચો કરી મંત્ર ભણતા જવું, ને પ્રત્યેક મંત્રને અંતે તે હાથમાંનું જલ જલમાં નાંખતાં જવું તે અંજલી કહેવાય.

ऋषयस्तृप्यंताम् । ॐ भुवऋषयस्तृप्यंताम् । ॐ स्वऋषय-स्तृप्यंताम् । ॐ भूर्भुवःस्वऋषयस्तृप्यंताम् ॥

પછી જમણા હાથના અંગુઠાના મૂળ આગળ આવે તેમ દર્ભ એવડો કરી (મૂળ તથા અગ્ર તર્જની તથા અંગુઠાની વચ્ચે રાખી), પછી જનોઈ અપસવ્ય કરી, પિતૃતિર્થથી ( જમણા હાથના અંગુઠા અને તર્જનીના મધ્ય ભાગથી ) પિતૃઓને ત્રણ ત્રણ અંજલી આપવી;-

ॐ कव्यवाडनलादयः पितरस्तृप्यंताम् । ॐ भूःपितर-स्तृप्यंताम् । ॐ भुवःपितरस्तृप्यंताम् । ॐ स्वःपितर-स्तृप्यंताम् । ॐ भूर्भुवःस्वःपितरस्तृप्यंताम् ॥

પછી જનોઈ સવ્ય કરી, આચમન લઈ, જળાશયને નમસ્કાર કરી, સૂકાયલું પવિત્ર વસ્ત્ર પહેરી, કટી ભાગથી ભીનું વસ્ત્ર કાઢી લેઈ, ઉપવસ્ત્ર ધારણ કરવું. પછી પલાળેલું વસ્ત્ર નીચોવી નાંખવું, પણ તેનાથી શરીર લુંછવું નહિ. પછી ભસ્માદિ ધારણ કરવાં.

---

" मृदं विना तु मासेन, संध्याहीनात् त्रिभिर्दिने । "
प्रातःस्नानं त्यजन् विप्र, सप्ताहा च्छुद्रतां व्रजेत् ॥

**ભાવાર્થ**:-માટી વિના શૌચ કરવાથી એક માસે, સંધ્યાનો ત્યાગ કરવાથી ત્રણ દિને, અને પ્રાતઃસ્નાનનો ત્યાગ કરવાથી સાત દિવસે દ્વિજ શુદ્રપણાને પામે છે.

અંગુઠાનું નામ અંગુષ્ટ, તેની સાથેની આંગળીને તર્જની કહે છે, તેની સાથેની ને મધ્યમા કહે છે, તેની સાથેની ને અનામિકા કહે છે, અને છેલ્લી આંગળીને કનિષ્ટિકા કહે છે.



# ॥ अथ गृहस्नान विधिः ॥

ગૃહસ્થે ગૃહસ્નાન કરવું હોય તો [1]ઉષ્ણજળે વા ટાઢા જલે સ્નાન કરવું, અસ્વસ્થ શરીરવાળાએ ટાઢા જલે સ્નાન કરવું નહિ. ત્રાંબાકુંડી આદિક પવિત્ર વાસણમાં તિર્થભાવનાએ થોડું થોડું ટાઢું જળ રેડી તેપર ગરમ જળ નાંખવું. પ્રથમ ગરમ જળ લઇ તેપર ટાઢું જળ રેડવું નહિ. પછી હાથપગ ધોઈ, શિખા બાંધી, પૂર્વાભિમુખે કિંવા ઉતરાભિમુખે બેસી, આચમન કરી સ્નાન કરવાનો સંકલ્પ સ્નાનવિધિમાં આગળ લખ્યો છે તે પ્રમાણે કરવો. પછી ૐ **शन्नो देविरभिष्टयऽआपो भवंतु पीतये। शं य्यो रभिस्त्रवंतुनः ॥**

પછી નીચે પ્રમાણે બોલી આચમન કરવું;–

**[2]ॐ आपः पुनंतु पृथवीं, पृथिवी पूता पुनातुमाम्।**
**पुनन्तु ब्रह्मणस्पतिर्ब्रह्मपूता पुनातु माम् ॥१॥**
**यदुच्छिष्टमभोज्यं च, यद्वा दुश्चरितं मम।**
**सर्वं पुनन्तु मामापोऽसतां च प्रतिग्रहं स्वाहा ॥२॥**

---

**ટીપઃ**–૧ મરણ, પુત્રાદિનો જન્મકાલ, સંક્રાન્તિ, શ્રાદ્ધ દિવસ, પોતાનો જન્મ દિવસ, તેમજ અયોગ્ય એવી વસ્તુ અને અયોગ્ય પ્રાણીનો સ્પર્શ એ નિમિત્ત હોય તો ગૃહસ્થે ઉષ્ણજલે સ્નાન કરવું નહિ.

૨ પાણી પૃથ્વીને ( સ્થુલ શરીરને ) પવિત્ર કરે, પવિત્ર થયેલી પૃથ્વી ( સ્થુલશરીર ) મને ( ક્ષેત્રજ્ઞને ) પવિત્ર કરે. (વળી તે પાણી ) વેદના પાલકને ( આચાર્યને ) પવિત્ર કરે. વેદ પવિત્ર ( બહુ માન પામેલા ) થયા છતાં મને પવિત્ર કરે. (૧)

જે એઠું અને નિંદિત ભોજન ( મેં કર્યું હોય ) તથા અપૃતિગૃ-

પછી નીચેના મંત્રથી પ્રોક્ષણ ( માર્જન ) કરવું:-

**ॐ आपो हि ष्ठा मयोभुवस्ता न ऽऊर्जे दधातन।**
**महे रणाय चक्षसे ॥१॥**

**ॐ यो वः शिवतमो रसस्तस्य भाजयतेह नः।**
**उशतीरिव मातरः ॥२॥**

**ॐ तस्मा अरङ्गमाम वो यस्य क्षयाय जिन्वथ।**
**आपो जनयथा च नः ॥३॥**

માર્જન કરતાં જલમાં છાંટા ન પડે એમ સાવધાનતા રાખી નીચેની તીર્થ ભાવના રાખી, મૌનપણે શરીર સારી રીતે ચોખ્ખું થાય તેમ સ્નાન કરવું.

**गंगे च यमुने चैव, गोदावरी सरस्वति।**
**नर्मदे सिन्धु कावेरी, जलेऽस्मिन् सन्निधिं कुरु ॥**

ઘેર સ્નાન કરવામાં અઘમર્ષણ અને તર્પણ કરવાં નહિ, સ્નાન કર્યા પછી આચમન કરવું. એ રીતે સ્નાન કરી સૂકાયલું પવિત્ર વસ્ત્ર પહેરી, સ્નાન સમયે પહેરેલું ભીનું વસ્ત્ર ઉપર કટીભાગથી કાઢવું. પછી બીજું ઉપવસ્ત્ર ડાબે ખભે ધારણ કરી પલાળેલું વસ્ત્ર નીચોવવું. નીચોવેલું વસ્ત્ર કર્મકાલે ખભા ઉપર ધરવું નહિ.

---

લાનો પ્રતિગ્રહ (મેં કરેલો હોય) અથવા મારામાં જે દુરાચરણ ( હોય, તે ) સર્વથી જલ મને પવિત્ર કરે. ( આ આચમનવડે સર્વ પાપો હૃદયસ્થ પરમાત્મામાં સારી રીતે હોમેલાં થાઓ. (૨)

# ॥ गौण स्नान विधिः ॥

૧ મંત્ર સ્નાન–**आपो हि ष्ठा०** એ મંત્ર બોલી અંગોનું પ્રોક્ષણ કરવું તે, ગાયત્રી મંત્રથી જલમંત્રી તે જલથી અંગોનું પ્રોક્ષણ કરવું તે ગાયત્ર્ય [૨]સ્નાન. ૐ નમઃ શિવાય એ મંત્રથી ભસ્મ સ્નાન કરવું. (શરીરના ભાગોને થોડી થોડી ભસ્મ લગાડવી) તે અગ્નેય [૩]સ્નાન. ગાયોના ચાલવાથી ઉડતી રજને પોતાના અંગપર પડવા દેવી તે વાવવ્ય [૪]સ્નાન, તડકામાં ઉભા રહી પોતાના અંગપર સૂર્યના કિરણ પડવા દેવાં તે દિવ્ય[૫]સ્નાન, જલાશયમાં પડી શીઘ્ર પાછું બહાર નીકળવું તે, વારૂણ[૬]સ્નાન, વસ્ત્ર પલાળી તે વડે શરીર લુંછવું તે કાપિલ[૭]સ્નાન, શુદ્ધ મૃતિકાથી સ્નાન કરવું તે પાર્થિવ[૮]સ્નાન, અને આત્મચિન્તન કરવું તે માનસ [૯]સ્નાન ગણાય છે. ગૌણસ્નાનમાં પ્રથમ દેશકાલનો ઉચ્ચાર કરી **संध्याद्यधिकारार्थं अमुक स्नान महं करिष्ये ।** એમ કહેવું. પછી પ્રત્યેક સ્નાનને અંતે ધોયેલું વસ્ત્ર પહેરી ધોયેલું ઉપવસ્ત્ર ધારણ કરવું; પરંતુ તેવા સ્નાનથી શ્રાદ્ધ કર્મ, દેવ પુજા અને વૈશ્વદેવ ઇત્યાદિ કરી શકાતાં નથી.

# ॥ अथ सन्ध्या प्रयोगः ॥

## ॥ अथ भस्म (धारण) त्रिपुंड्रनो विधिः ॥

સ્નાન કરી રહ્યા પછી દ્વિજ જાતિએ જપ, હોમ, વૈશ્વદેવ, બ્રહ્મયજ્ઞ, શ્રાદ્ધ, દાન અને સ્વાધ્યાયના આરંભમાં અવસ્ય ભસ્મનું ત્રિપુંડ્ર કરવું જોઇએ. માટે ડાબા હાથમાં ભસ્મ લઈ, જળનાંખી, તેપર જમણો હાથ ઊંધો રાખી, કરસંપુટ કરી, ૐ **अग्निरिति भस्म । ॐ वायुरिति भस्म । ॐ जलमिति भस्म । ॐ**

**स्थलमिति भस्म । ॐ व्योमेति भस्म । ॐ सर्वं ह वा इदं भस्म । मन एतानि चक्षुंषि भस्मानो ॥** એ મંત્રવડે ભસ્મને મંત્રી, પછી બંને હાથની વચલી ત્રણ આંગળીઓવડે તે ભસ્મને **ॐ त्र्यंबकं य्यजामहे सुगंन्धिपुष्टिवर्धनम् । उर्व्वारुकमिव-बन्धनान्मृत्योर्म्मुक्षीय मामृतात् ॥** એ મંત્ર બોલી મસળવી અને સૂર્યને પ્રદર્શિત કરી તે ભસ્મવડે લલાટ, હૃદય, કંઠ, ખભા, બાહુના સંધિઓ, હાથનાં પડખાં, નાભિ, પેટનાં પડખાં, અને શિર એ સ્થાનકે ત્રિપુંડ્ર ( ત્રણરેખા ) કરવાં.

## ॥ अथ रुद्राक्ष धारणं ॥

રૂદ્રાક્ષને ગંધ, અક્ષત, પુષ્પ વિગેરથી પુજન કરી નીચેના મંત્રથી કંઠમાં ધારણ કરવી.

ॐ त्र्यंबकं य्यजामहे सुगंन्धिम्म्पुष्टिवर्धनम् ।
उर्व्वारुकमिवबन्धनान्मृत्योर्म्मुक्षीय मामृतात् ॥

## ॥ अथ प्रातःसन्ध्या ॥

પવિત્ર સ્થળે, પવિત્ર આસનપર, પૂર્વાભિમુખે સ્વસ્તિકાસને બેસવું. પછી નીચેની રીતે બોલી શિખા બંધન કરવું.

चिद्रूपिणि महामाये दिव्यतेजः समन्विते ।
तिष्ठ देवी शिखाबन्धे तेजो वृद्धिं कुरुष्वमे ॥

ત્યાર પછી મોઢા આગળ તરભાણી, શુદ્ધ પવિત્ર જળથી ભરેલો ત્રાંબાનો કળશ તથા પવાલું, આચમની, અર્ઘ્યિ, તથા ગંધ, પુષ્પ, દર્ભ, યવ, તલ વિગેરે પુજાના સાહિત્ય પાસે રાખવાં, પછી ડાબા

હાથથી આચમનીવડે જમણા હાથની હથેલીમાં એક માસાભાર સોનાની ગોળી ડુબે એટલું જલ લઈ, તે હાથનો અંગુઠો તથા ટચલી આગળી પૃથક્ પૃથક્ રાખી તથા તે હાથને ડાબા હાથની તર્જની આંગળી અડાડી રાખી, આચમન નીચેના મંત્રથી કરવું.

**ॐ केशवाय नमः। ॐ नारायणाय नमः।** ॐ **माधवाय नमः।** તે પછી ॐ **गोविंदाय नमः।** એમ બોલી જમણા હાથને શુદ્ધ જલથી ધોઈ નાખવો.

આચમન થયા પછી પ્રાણાયામ કરવો તેનો નિયમ નિચે પ્રમાણે છે.

આંખો બંધ રાખી, મૌનધારણ કરી, નાકના ડાબા છિદ્રવાટે થોડો પવન બહાર કાઢી જમણા હાથની અનામિકા તથા ટચલી આંગળીવડે તે છિદ્રને દબાવી, જમણા છિદ્રવાટે બહારના અમૃતમય વાયુનું નીચે લખેલા મંત્રનું મનમાં એકવાર ભણીજતા સુધી આકર્ષણ કરવું. ( પુરક કરવો. ) એ વેળા ગુદાને સંકોચવી. પછી તે હાથના અંગુઠાવડે જમણું છિદ્રપણ રોકી, ડોક નીચી નમાવી, નીચેના મંત્રનું ચારવાર સ્મૃરણ કરતાં સુધી, તે પુરેલા પવનને રોકી રાખવો. (કુંભક કરવો.) પછી ડોકને નીચી કરી, નાભિને બરડા તરફ ખેંચી, ડાબા છિદ્રપરથી અનામિકા તથા ટચલી આંગળી ઉપાડી લેઈ, તે વાટે અંદરના પવનને નીચે જે મંત્ર લખેલો છે તે બેવાર બોલાઈ રહે તેવી રીતે ધીરે ધીરે બહાર કાઢવો. (રેચક કરવો.) તેવીજ રીતે ફરી (ડાબા) છિદ્રથી કહેલી રીતે અંદર ખેચવો; પછી કહેલી રીત પ્રમાણે અંદર રોકવો, ને ઉપર સમજાવી ગયા તે રીતે પૂરેલા પવનને પાછો બહાર કાઢવો. આ એક પ્રાણાયામ થયો. એવી રીતે ત્રણ પ્રાણાયામ કરવાના છે. આવી રીતે જેમનાથી ન થાય તેમ હોય તેમણે પોતાની

શક્તિ પ્રમાણે પુરક, કુંભક અને રેચક કરવો, એટલે પુરકથી ચારગણો વખત કુંભક (અંદર રોકવો તે) અને પુરકથી બમણો રેચક કરવો.

પ્રાણાયામના મંત્રનો વિનિયોગ નીચે મુજબ કરવો:-

ॐ **प्रणवस्य परब्रह्म ऋषिः । परमात्मा देवता । दैवो गायत्री छंदः । सप्तानां व्याहृतीनां सर्वेषां प्राणायामे विनियोगः** એમ કહી પાણી મૂકવું. પ્રાણાયામનો મંત્ર નીચે મુજબ:-

**ॐभूः ॐभुवः ॐस्वः ॐमहः ॐजनः ॐतपः ॐसत्यम् ।**
**ॐतत्सवितुर्वरेण्यं भर्गोदेवस्य धी महि धी यो यो नः प्रचोदयात् ॥**
**ॐआपो ज्योतीरसोऽमृतं ब्रह्म भू र्भुवः स्वरोम् ।**

ઉપરની રીતના મંત્રથી પ્રાણાયામ ત્રણ થઈ રહ્યા પછી પવિત્રી (દર્ભની કે ધાતુની વીંટી) ધારણ કરવી.

**अपवित्रः पवित्रो वेत्यस्य वामदेव ऋषिः । मुखे विष्णु देवता । गायत्री छन्दः । हृदि पवित्र करणे विनियोगः** એવી રીતે હાથમાં જલ લેઇને બોલવું અને તે પાણી મૂકી દઈ ફરી જલ લઈ નીચેના મંત્રથી પ્રોક્ષણ કરવું.

**अपवित्रः पवित्रो वा सर्वावस्थां गतोऽपि वा ।**
**य स्मरेत्पुण्डरीकाक्षं स ब्राह्याभ्यान्तरः शुचिः ॥**

**અર્થ**:-અપવિત્ર અથવા પવિત્ર ગમે તે અવસ્થામાં રહ્યો હોય તો પણ જે ભગવાનનું સ્મરણ કરે, તે બહાર અને અંતર પવિત્ર થાય છે. તાત્પર્ય કે ભગવાનના નામોચ્ચારથી તેના સ્થૂલ કિંવા સૂક્ષ્મ શરીરમાં કાંઈ અશુદ્ધિ રહી હોય તો તે દુર થાય છે.

ત્યાર પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे ममोपातदुहितक्षयार्थं प्रातःसन्ध्योपासनमहं करिष्ये ॥**

પછી આચમનીમાં પાણી લેઈ નીચે પ્રમાણે બોલવું.

**पृथिवीत्यस्य मेरुपृष्ठ ऋषिः। कूर्मो देवता। सुतलं छन्दः। आसने विनियोगः॥**

ઉપર પ્રમાણે કહી તરભાણામાં પાણી મૂકવું અને નીચેના મંત્રથી પૃથ્વીને નમન કરવું.

**पृथ्वि त्वया धृता लोका देवि त्वं विष्णुना धृता।**
**त्वं च धारय मां देवि पवित्रं कुरु चासनम्॥**

પછી નીચેના મંત્રથી ગાયત્રીનું આવાહન કરવું:-

**गायत्रीं त्र्यक्षरां बालां साक्षसूत्रकमण्डलुम्।**
**रक्त वस्त्रां चतुर्हस्तां हंसवाहनसंस्थिताम्॥**
**ऋगवेदस्य कृतोत्सङ्गां सर्व देव नमस्कृताम्।**
**ब्रह्माणीं ब्रह्मदैवत्यां ब्रह्मलोकनिवासिनीम्॥**
**आवाहयाम्यहं देवीमायान्तीं सूर्यमण्डलात्।**
**आगच्छ वरदे देवि त्र्यक्षरे ब्रह्मवादिनि॥**
**गायत्री छन्दसां मातर्ब्रह्मयोनि नमोऽस्तुते।**

પછી નીચેના મંત્રથી વિનિયોગ કરવો:-

**सूर्यश्चमेत्यस्य नारायण ऋषिः। सूर्योदेवता । अनुष्टुप् छन्दः । अन्नुप्रासने विनियोगः ॥**

એમ બોલી જળ મૂકી દેવું, અને ફરીથી જલ આચમન માટે હથેલીમાં લેઈ નીચેનો મંત્ર બોલવો:-

**सूर्यश्च मामन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षन्ताम् । यद्रात्र्या पापमकार्षम् । मनसा वाचा हस्ताभ्याम् । पद्भ्यामुदरेण शिश्ना । रात्रिस्तदवलुम्पतु । यत्किञ्चित् दुरितं मयि । इदमहं माममृतयोनौ सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥**

**શબ્દાર્થ**:-સૂર્ય તથા યજ્ઞ અને યજ્ઞના પતિઓ (ઈંદ્રાદિ દેવો) અસાંગ યજ્ઞકૃત પાપોથી મારી રક્ષા કરો. (મેં) રાત્રીએ મનથી, વાણીથી, હાથથી, પગથી, પેટથી (ને) લીંગથી જે પાપ દિવસ રાત્રીએ કર્યું હોય, તે (પાપ) દૂર કરો. વળી મારામાં જે બીજું પાપ (હોય) તે (પાપ)ને તથા લીંગ શરીરને મરણ રહિત જગત્ના કારણ સૂર્ય આદિ સ્વયંપ્રકાશમાં હું ( આચમન વડે ) હોમું છું, ( તે ) સારી રીતે હોમેલું થાઓ.

પછી નીચેના મંત્રોભણી ત્રણ આચમન કરવાં:—

**ॐ केशवाय नमः स्वाहा । ॐ नारायणाय नमः स्वाहा । ॐ माधवाय नमः स्वाहा ।** પછી હાથને **ॐ गोविंदाय नमः हस्तप्रक्षालनम्** એમ બોલી ધોવો.

ઉપર પ્રમાણે બોલી રહ્યા પછી નીચેનો મંત્ર બોલવો અને દરેક ચરણને અંતે કિંવા પ્રત્યેક મંત્રને અંતે જમણા હાથની વચલી

બે આંગળીઓવડે શિર્ષ (શીર) ઉપર જલ છાંટવું. પરંતુ પ્રથમ આચમની અગર હાથમાં જલ લઈ નીચે મુજબ વિનિયોગ કરવો.

**आपोहिष्टेति तिसृणां सिन्धुद्वीप ऋषिः। आपो देवता। गायत्री छन्दः। मार्जने विनियोगः॥**

પછી માર્જન નીચેના મંત્રથી કરવું.

**ॐ आपो हि ष्ठा मयोभुवस्ता नऽऊर्ज्जे दधातन।**
**महे रणाय चक्षसे ॥ १ ॥**

**ॐ यो वः शिवतमो रसस्तस्य भाजयतेह नः।**
**उशतीरिव मातरः ॥ २ ॥**

**ॐ तस्मा अरङ्गमाम वो यस्य क्षयाय जिन्वथ।**
**आपो जनयथा च नः ॥ ३ ॥**

**શબ્દાર્થઃ**–હે પાણી? (તમે સર્વ પ્રાણીઓને) સુખ આપનાર થાઓ. તે (પાણી) અમને અન્ન માટે સ્થાપો. (અમને સઘળી જાતનાં અન્ન ખાનાર થઇએ એમ કરો.) અને બ્રહ્મના દર્શન માટે તથા વ્યાખ્યાન માટે અમને સ્થાપો. ૧

( હે પાણી? ) જે તમારો અત્યંત કલ્યાણ કારી રસ(છે) તે (રસ)ના અમને અહીં ભાગવાળા કરો, ( પુત્રનું ભલું ) ઇચ્છતી માની પેઠે, અર્થાત્ જેમ મા દીકરાનું કલ્યાણ ઇચ્છતી છતી તેઓનું દૂધઆદિ રસથી પોષણ કરે છે તેમ હે જલ? તમે અમારૂં પોષણ કરો. ૨

( હે પાણી? ) જે (અન્ન)ના નિવાસ માટે (તમે ઔષધિને )

તૃપ્ત કરો છો તે (અન્ન) માટે (અમે) તમને ચારે ભણીથી પોચીએ છીએ. વળી (હે જલ? તમે) અમને (પુત્ર પૌત્રાદિ) ઉત્પન્ન કરવામાં સમર્થ કરો. ૩

આચમનીમાં જલ લેઈ નીચે પ્રમાણે વિનિયોગ કરવો:-

**द्रुपदादिवेत्यस्य कोकिल राजपुत्र ऋषिः। आपो देवता। अनुष्टुप् छन्दः। अघमर्षणे विनियोगः ॥**

જલ મુકી દઈ પછી જમણા હાથની હથેલીમાં જલ લેઈ ડાબા હાથના અંગુઠાવડે નાકનું ડાબું છિદ્ર દબાવી રાખી, જમણી હથેલીને નાકના જમણા છિદ્રની આગળ રાખી, થોડો પુરક કરી, નીચેનો મંત્ર મનમાં બોલી તે નાસિકાદ્વારા રેચક કરવો. પછી તે જલને જોયા વિના ડાબા બાજુ ભણી શીઘ્ર ફેંકી દેવું.

**ॐ द्रुपदादिव मुमुचानऽ स्विन्नऽ स्नातो मलादिव।**
**पूतम्पवित्रेणेवाज्ज्यमापऽ शुन्धन्तु मैनसऽं ॥**

**શબ્દાર્થ**:-(પગમાં પહેરેલી) પાદુકાથી છૂટો થયેલો જેમ (તે પાદુકાના દોષથી મોકળો થાય છે, અને) પરસેવાવાળો (મનુષ્ય) સ્નાન કરવાથી જેમ મેલથી (મોકળો થાય છે, તથા) પવિત્ર ઉનના ગળણા) વડે (ગાળવાથી) જેમ ઘી પવિત્ર (પોતાના) અંતર રહેલા મેલ તથા જીવજંતુઆદિથી મોકળું થાય છે તેમ હે પાણી? મને પાપમાંથી પવિત્ર કરો. (પાપ સ્પર્શ ન કરે એમ કરો, પાપમાંથી મુક્ત કરો.)

ત્યારપછી એક આચમન કરવું. અને હથેલી ધોઈ નાંખવી. પછી અર્ઘ્યપ્રદાન માટે નીચેનો વિનિયોગ કરવો:-

**ॐ तत्सवितुरित्यस्य। विश्वामित्र ऋषिः। सविता देवता । गायत्री छन्दः। अर्घ्यदाने विनियोगः॥**

પછી પાણી તરભાણામાં મૂકી, અર્ઘીયામાં જલ લઈ ગંધ, પુષ્પ નાંખી નીચેનો મંત્ર બોલી ત્રણ અર્ઘ્ય આપવા.

**ॐ भू र्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्य धी महि धि यो यो नः प्रचोदयात् ॥ ब्रह्मस्वरुपिणे सूर्यनारायणाय नमः इदमर्घ्यं न मम ॥**

દિવસ ઉગી ગયા પછી સંધ્યા કરવામાં આવે તો પ્રાયશ્ચિત નિમિત્ એક ચોથો અર્ઘ્ય **संध्यायाः कालातिक्रमण दोषापनोदार्थं चतुर्थार्घ्यं प्रदानं करिष्ये** એમ બોલી ગાયત્રી મંત્રથી અર્ઘ્ય આપવો. અર્ઘ્યપ્રદાન કરવા સમયે તર્જની તથા અંગુઠાને અડવા દેવાં નહિ. ને ખોબાને ઊંચો લાવી સૂર્યને અર્પણ કરતા હોઇએ તેમ તરભાણામાં જલ નાંખી દેવું. જલાશયને કાંઠે સંધ્યા કરતા હોઇએ તો તે જલ જલાશયના જલમાં નાંખવું. પછી ॐ **असावादित्यो ब्रह्म** એ મંત્ર બોલીને પોતાના આસનની આજુબાજુ હાથમાં જલ લેઈ ફેરવવું. પછી આચમન પ્રાણાયામ કરી સૂર્ય ઉપસ્થાનનો વિનિયોગ નીચે મુજબ કરવો.

**उद्वयमुदुत्यमिति द्वयोः प्रस्कण्वऋषिः। सूर्योदेवता। अनुष्टुप् छन्दः। चित्रं देवानामित्यस्य कुत्साङ्गिरसऋषिः। सूर्योदेवता। त्रिष्टुप् छन्दः। तच्चक्षुरित्यस्य दध्यङ्ङाथर्वण-ऋषिः। सूर्योदेवता। उष्णिक् छन्दः। सूर्योपस्थाने विनियोगः॥**

પછી બંને પગના ફણાપર ઊભા રહી, હાથ જોડીને અથવા બંને હાથ ઊંચા કરીને નીચેના ચાર મંત્રોદ્વારા ઉપસ્થાન કરવું:—

ॐ उद्वयन्तमसस्परि स्वऽं पश्यन्तऽउत्तरम् ।
देवन्देवत्रा सूर्य्यमगन्मज्योतिरुत्तमम् ॥१॥

ॐ उदुत्त्यञ्जातवेदसन्देवं व्वहन्ति केतवः ।
दृशेव्विश्वाय सूर्य्यम् ॥२॥

ॐ चित्रन्देवानामुदगादनीकञ्चक्षुर्म्मित्रस्य व्वरुणस्याग्नेः ।
आप्रा द्यावापृथिवीऽअन्तरिक्षꣳसूर्य्यऽआत्मा जगतस्तस्थुषश्च ।

ॐ तच्चक्षुर्देवहितम्पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतञ्जीवेम शरदः शतꣳ शृणुयाम शरदः शतम्प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतम्भूयश्च शरदः शतात् ॥ ४ ॥

શબ્દાર્થ:—સૂર્યવડે રક્ષિત થયેલા (અને) પૃથ્વીના ઉપર સ્વર્ગલોકને ચારે બાજુ જોતા એવા ( પૃથ્વીની પેલીમેરના સ્વર્ગલોકને ઓળંગી ગયેલા એવા ) અમે પ્રકાશરૂપ શ્રેષ્ટ સૂર્ય દેવનું અત્યંત ધ્યાન ધરીએ છીએ. ( તેને પામીએ છીએ. ) ૧

તે જાતવેદા ( પ્રકાશ સ્વરૂપ ) દેવ સૂર્યને કિરણો જગતના પ્રકાશ માટે ઉત્કર્ષથી ધારણ કરે છે. ( ઉંચે લઈ જાય છે. ) તે સૂર્યને અમે પામીએ છીએ. ૨

દેવતાઓની ( પ્રકાશવાળા કિરણોના ) સમૂહના આધારરૂપ મિત્ર-દેવતાના વરૂણ દેવતાના (ને) અગ્નિદેવતાના ચક્ષુરૂપ ( આ સૂર્ય ) વિચિત્રતાથી ઉદય પામે છે. જંગમ અને સ્થાવરના આત્મારૂપ (આ) સૂર્ય (પોતાના) કિરણના સમૂહથી સ્વર્ગ અને પૃથ્વીને (તથા) અંતરિક્ષને પૂરતા હવા. ૩

તેના પૂર્વોક્ત દેવતાઓની કિંવા જગતની આંખરૂપ, દેવતાઓનું હિત કરનાર, શુદ્ધ, ઉગમણી દિશામાં ઉદય પામતું ( જે સૂર્યનું તેજ છે. તેના ઉપસ્થાન અમે ) સોવર્ષ જીવીએ, સોવર્ષ સાંભળીએ, સોવર્ષ બોલીએ, સોવર્ષ અદીનતા ( દીનતારહીત ) થઇએ, અને સોવર્ષથી વધારે વર્ષ લગી જીવીએ, સાંભળીએ, ઇત્યાદિ. ૪

પછી આચમનીમાં પાણી લઈ ગાયત્રીનો વિનિયોગ કરવો:–

**ॐ तत्सवितुरित्यस्य विश्वामित्र ऋषिः। सवितादेवता। गायत्री छन्दः। अग्नि मुखं ब्रह्माशिरः। विष्णु हृदयं। रुद्र कवचं परमात्मा शरीरं रक्तवर्णाः सांख्यायनसगोत्राः षट्स्वराः सरस्वति जिव्हा पिंगाक्षी त्रिपदा गायत्री अशेषपापक्षयार्थे यथाशक्ति गायत्री जपे विनियोगः॥**

પછી વિનિયોગના માટે લીધેલું પાણી નીચે મૂકવું. (ત્યાર બાદ અનામિકાનો વચલો વેઢો, ત્યાર પછી તેનો પહેલો વેઢો, ત્યાર બાદ છેલ્લીનો (કનિષ્ટિકાનો) પહેલો-બીજો અને ત્રીજો, તે પછી અનામિકા અને મધ્યમાનો ઉપલો વેઢો, ત્યારબાદ તર્જનીનો ત્રીજો-બીજો અને પહેલો મળીને કરમાળા થાય છે. મધ્યમાનો પહેલો તથા બીજો વેઢો એ કરમાળાનો સુમેરૂ ગણાય છે. ) ગાયત્રીનો કરમાળાથી કિંવા

રુદ્રાક્ષની માળાથી હાથને નાભિપર રાખી તેપર વસ્ત્ર ઢાંકી, કિંવા પારાની એકસોઆઠ મણકાની સુમેરૂવાળી માળાને ગૌમુખીમાં રાખીને જપ જપવાનો છે. એકથી વધારે માળા ફેરવવી હોય, તો મેરૂનું ઉલ્લંઘન કરવું નહિ. માળા જમણા હાથની અનામિકાપર રાખી અંગુઠાથી મધ્યમાનો સંબંધ રહે એમ ફેરવવી. માળાને તર્જની આંગળી અડવા દેવી નહિ, ને એકેક મંત્રવડે એકેક મણકો ખસેડવો. ગાયત્રી જપની માળાનું ચંદન પુષ્પ વિગેરેથી પુજન કરી પછી જપ જપતા જવું ને મણકા ફેરવતા જવું.

ॐ भू र्भुवः स्वः ॐ तत्सवितुर्व्वरेण्यं भर्गोदेवस्य धी मही धि यो यो नः प्रचोदयात् ॥

પછી प्रातःसन्ध्यांगभूतेन यथाशक्ति गायत्रीमंत्रजपाख्येन कर्मणा भगवान् ब्रह्मस्वरुपी सूर्यनारायणः प्रीयतां न मम ॥

ત્યાર બાદ નીચે પ્રમાણે બોલી ગાયત્રીનું વિસર્જન કરવું:-

ॐ उत्तमे शिखरे जाता, भूम्यां पवत मूर्धनि ।
ब्राह्मणे भ्योऽभ्यनुज्ञाता, गच्छ देवि यथासुखम् ॥

શબ્દાર્થ:-(તમે) પૃથ્વીમાં શ્રેષ્ટ પર્વતના ઉત્તમ શિખરમાં જન્મેલાં (ને) બ્રાહ્મણોથી સારી રીતે અનુજ્ઞા પામેલાં (છો.) હે દેવી? ( તમે હવે પોતાના સ્થાન ભણી ) યથાસુખે ગમન કરો.

ત્યારબાદ નીચે મુજબ અભિવંદન કરવું:-

अमुकगोत्रोत्पन्नोहं अमुकप्रवरान्वित्तोहं शुक्ल यजुर्वेदां-

तर्गत माध्याह्नदिनवाजसनेयशाखाध्यायी अमुक शर्माऽहं भो आचार्य त्वाम्ऽभिवादयामि । भो वैश्वानर त्वाम् भिवादयामि । भो सूर्यचंद्रमसौ युवाम् भिवादयामि । भो याज्ञवल्क्य त्वाम् भिवादयामि ॥

એ પ્રમાણે બોલી નમસ્કાર કરવા. પછી નીચેની રીતે ક્ષમા માગવી.

यस्य स्मृत्या च नामोक्त्या तपोयज्ञक्रियादिषु ।
न्युनं सम्पूर्णतां याति सद्यो वन्दे तमच्युतम् ॥

ત્યાર પછી અંત સંકલ્પ નીચે મુજબ કરવો:-

**अनेन प्रातःसन्ध्याख्येन कर्मणा ब्रह्मस्वरुपी भगवान् सूर्यनारायण देवता प्रीयतां न ममः ॥**

પછી ત્રણ વખત **विष्णवे नमः** બોલવું. એટલે સંધ્યાની સમાપ્તિ થઈ ગઈ.

॥ इति प्रातःसन्ध्या ॥

---

## ॥ अथ मध्याह्न सन्ध्या ॥

મધ્યાહ્ન સંધ્યામાં પ્રાત:સંધ્યા કરતાં જે કાંઈ વિશેષપણું કિંવા ભિન્નપણું છે તે દર્શાવવામાં આવે છેઃ-

સંકલ્પમાં **मध्याह्न सन्ध्योपासन महं करिष्ये** એમ કહેવું.

ગાયત્રીનું આવાહન નીચેના મંત્રોદ્વારા કરવું:-

सावित्रीं युवतीं शुक्लां शुक्ल वस्त्रां त्रिलोचनां ।
त्रिशुलिनीं वृषारुढां यजुर्वेदेन संयुंताम् ॥
रुद्राणी रुद्रदैवत्यां रुद्रलोक निवासिनीं ।
कैलास विहिता वासा मायांतीं सूर्यमण्डलात् ॥

वरदां अक्षरां साक्षाद्वेवीमावाहयाम्यहं ।
आगच्छ वरदेदेवीं त्र्यक्षरे ब्रह्मवादिनी ॥
सावित्रीं छन्द सामाता रुद्रयोनि नमोऽस्तुते ॥

**શબ્દાર્થ**:-સાવિત્રી, યુવાવસ્થાવાળાં, ઉજ્વલરંગવાળાં, શ્વેત વસ્ત્રવાળાં, ત્રણ નેત્રવાળાં, ત્રીસુલને ધારણ કરનારાં, યજુર્વેદથી સંસ્થિરા થયેલાં, રૂદ્રાણી, રૂદ્રની શક્તિ અને રૂદ્રલોકમાં વસનારાં, કૈલાસમાં વાસકરનારાં તથા હે સૂર્યમંડળમાં ગતિ કરનારાં માતાનું હું આવાહન કરૂં છું. હે વરનાં દેનારાં સાક્ષાત દેવી? હે વેદની માતા? હે રૂદ્રયોની! તમને નમસ્કાર હો.

અંબુપ્રાસનનો વિનિયોગ નીચે મુજબ.

**आपः पुनन्त्विति मंत्रस्य । कश्यप ऋषिः। आपो देवता । गायत्री छन्दः । अंबुप्रासने विनियोगः ॥**

પછી અંબુપ્રાસન નીચે મુજબ કરવું.

ॐ आपः पुनन्तु पृथिवीं, पृथिवी पूता पुनातु माम् ।
पुनन्तु ब्रह्मणस्पतिर्ब्रह्मपूता पुनातु माम् ।

यदुच्छिष्टमभोज्यं च, यद्वा दुश्चरितं मम ।
सर्वं पुनन्तु मामापोऽसतां च प्रतिग्रहं स्वाहा ॥

અર્થઃ-પાણી પૃથ્વીને (સ્થૂલ શરીરને) પવિત્ર કરે. પવિત્ર થયેલી પૃથ્વી (સ્થૂલશરીર) મને (ક્ષેત્રજ્ઞને) પવિત્ર કરે. (વળી તે પાણી) વેદના પાલકને (આચાર્યને) પવિત્ર કરે. વેદ પવિત્ર (બહુમાન પામેલા) થયા છતાં મને પવિત્ર કરે. જે એઠું અને નિંદિત ભોજન (મેં કર્યું હોય) તથા અપ્રતિ ગૃહ્યનો પ્રતિગ્રહ (મેં કરેલો હોય), અથવા મારાં જે દુરાચરણ (હોય, તે) સર્વથી જલ મને પવિત્ર કરે. (આ આચમનવડે સર્વ પાપો હૃદયસ્થ પરમાત્મામાં) સારી રીતે હોમેલાં થાઓ.

પછી ગાયત્રી જપ માટેનો વિનિયોગ નીચે મુજબ કરવો.

ॐ तत्सवितुरित्यस्य विश्वामित्र ऋषिः । रुद्र देवता । गायत्री छन्दः । श्वेतवर्णा कात्यायनस् गोत्राः षट्स्वराः त्रिपदा गायत्री अशेषपापक्षयार्थे जपे विनियोगः ॥

જપ ઊભા રહી હૃદય આગળ હાથ રાખી તેપર વસ્ત્ર ઢાંકીને કરવો. પછી જપાર્પણ કરી ગાયત્રીનું વિસર્જન નીચેના મંત્રથી કરવું:-

ॐ उत्तमे शिखरे जाता, भूम्यां पर्वत मूर्धनि ।
रुद्रयोनि समुत्पन्ना, गच्छदेवि यथासुखम् ॥

અર્થ:-(તમે) પૃથ્વીમાં શ્રેષ્ટ પર્વતના ઉત્તમ શિખરમાં જન્મેલાં (ને) સારી રીતે (સ્વેચ્છાએ) ઉત્પન્ન થયેલાં (છો). હે રૂદ્રયોની ? (વેદના કારણરૂપ) હે દેવી? (હવે તમે) થયા સુખે જાઓ.

સંકલ્પમાં નીચે પ્રમાણે બોલવું:-

अनेन मध्याह्न सन्ध्योपासनाख्येन कर्मणा भगवान्
श्रीरुद्रस्वरुपी सवितानारायण प्रीयतां न ममः ॥

બાકીનું પ્રાતઃસંધ્યા પ્રમાણે કરવું.

॥ इति मध्याह्न सन्ध्या ॥



## ॥ अथ सायं सन्ध्या ॥

પ્રાતઃસંધ્યા કરતાં સાયંસંધ્યામાં જે વિશેષપણું કિંવા ભિન્નપણું છે તે દર્શાવવામાં આવ્યું છે.

સંકલ્પમાં सायं सन्ध्योपासनमहं करिष्ये એમ કહેવું.

ગાયત્રીનો આવાહન મંત્ર નીચે મુજબ:—

वृद्धां सरस्वतीं कृष्णां पीतवस्त्रां चतुर्भुजाम् ।
शंखचक्रगदापद्मांहस्तां गरुडवाहिनीम् ॥
बदर्याश्रम वासान्ता मायान्तीं सूर्यमण्डलात् ।
सामवेद कृतोत्संगां वैष्णवीं विष्णुदेवतां ॥
वरदां त्र्यक्षरां साक्षा द्देवीमायाह्यम्यहं ।
आगच्छ वरदे देवी त्र्यक्षरे विष्णुवादिनी ॥
सरस्वती छन्दसा मातर्विष्णुयोनि नमोऽस्तुते ॥

**અર્થઃ**—વૃદ્ધાં, સરસ્વતી, કૃષ્ણા, પીળાં વસ્ત્રવાળાં, ચાર હાથ વાળાં, શંખ-ચક્ર-ગદા-પદ્મ જેમના હાથમાં છે એવાં, ગરૂડ વાહિની, બદરિકાશ્રમમાં રહેનારાં, (ને) સૂર્ય મંડળમાંથી આવનારાનું (હું આવાહન કરૂં છું.) હે વરના દેનારાં દેવી? હે ત્ર્યક્ષરે? હે વિષ્ણુ વાદિની? આવો. હે ભારતી? હે વેદની માતા? હે વિષ્ણુ યોની? (ઇશ્વરરૂપ વેદના કારણરૂપ?) તમને નમસ્કાર હો.

અંબુપ્રાસનનો વિનિયોગ નીચે પ્રમાણે કરવોઃ—

**अग्निश्चमेति मंत्रस्य नारायण ऋषिः। अग्निर्देवता। गायत्री छन्दः। अंबु प्रासने विनियोगः॥**

પછી તે વિનિયોગનું પાણી નીચે મુકી દઇ પછી અંબુપ્રાસનનો મંત્ર નીચે પ્રમાણે બોલવોઃ—

**ॐ अग्निश्च मामन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षन्ताम्। यदह्ना पापम कार्षम्। मनसा वाचा हस्ताभ्याम्। पद्भ्यामुदरेण शिश्ना। अहस्तदवलुंपतु। यत्किंचित् दुरितं मयि। इदमहं माममृतयोनौ सत्ये ज्योतिषि जुहोमि स्वाहा॥**

ત્યાર પછી ગાયત્રી જપનો વિનિયોગ નીચે પ્રમાણે કરવોઃ—

**ॐ तत्सवितुरित्यस्य विश्वामित्र ऋषिः। विष्णुर्देवता। गायत्री छन्दः। स्यामवर्णः बाहुल्यस गोत्राः त्रिपदा गायत्री अशेषपापक्षयार्थे जपे विनियोगः॥**

પછી તે પાણી મૂકી દેઈ ગાયત્રી જપ બેસીને નાસિકાગ્ર પાસે હાથ રાખી તે પર વસ્ત્ર ઢાંકીને કરવોઃ—

પછી ગાયત્રીનું વિસર્જન નીચે પ્રમાણે બોલીને કરવું.

**ॐ उत्तमे शिखरे जाता, भूम्यां पर्वत मूर्धनि ।**
**विष्णुयोनि समुत्पन्ना, गच्छदेवि यथासुखम् ॥**

અર્થઃ—(તમે) પૃથ્વીમાં શ્રેષ્ટ પર્વતના ઊંચા શિખરમાં જન્મેલાં (ને) સારી રીતે (સ્વેચ્છાએ) ઉત્પન્ન થયેલાં (છો). હે વિષ્ણુયોની! (ઈશ્વરરૂપ વેદના કારણરૂપ?) હે દેવી? (હવે તમે) યથાસુખે જાઓ.

સાયંસંધ્યા પશ્ચિમાભિમુખે કરવી. અર્ઘ્ય પ્રદાન તથા ઉપસ્થાન ઊભા રહીને કરવાં, અને ગાયત્રી જપ તેજ દિશા ભણી બેસીને કરવો.

પછી અંત્ય સંકલ્પ કરવોઃ—

**अनेन सायं सन्ध्याख्येन कर्मणा विष्णुरुपो सविता**
**नारायण प्रीयतां न मम ॥**

બાકીનો બીજો બધો ભાગ પ્રાતઃસંધ્યા પ્રમાણે જ કરવો.

પ્રત્યેક સમય સંધ્યા થઇ રહ્યા પછી શિખા છોડી નાંખવાની આવશ્યકતા નથી. કદી તે છોડવી તો તે તુરત બાંધી લેવી.

**॥ इति सायं सन्ध्या ॥**

શ્રીકાત્યાયન રૂષીનો મત સંધ્યામાં આચમન, ત્રણ પ્રાણાયામ, શ્રીસૂર્યને અર્ઘ્યપ્રદાન, શ્રીસૂર્યનું ઉપસ્થાન ને યથાશક્તિ ગાયત્રીનો જપ એ કર્તવ્ય છે. માટે જેમનાથી આ પુસ્તકમાં કહ્યા પ્રમાણે સંધ્યા ન થઇ શકે તેમણે સંકલ્પ કર્યા પછી તે મુખ્ય અને અતિ

અગત્યનો ભાગજ કરવો. જેમનાથી એ પ્રમાણે પણ ન બની શકે એવા પ્રમાદીએ તો અર્ધ્ય પ્રદાન ને દશ ગાયત્રી જપ એ કરવાં; પણ સંધ્યાનો કદિ પણ લોપ ન કરવો. પ્રત્યેક દ્વિજને સંધ્યા શા માટે કર્તવ્ય છે તે જાણવા ઇચ્છા થાય તો શ્રીસંધ્યા રહસ્ય વાંચો.

॥ इति सन्ध्या प्रयोगः ॥



## ॥ अथ ब्रह्म यज्ञ विधिः ॥

પ્રાતઃકાલની કિંવા મધ્યાહ્ન કાલની સંધ્યા કર્યા પછી અથવા વૈશ્વદેવમાં કહેલે સ્થળે નિત્યપ્રતિ બ્રહ્મયજ્ઞ કરવો. દર્ભાશનપર પૂર્વાભિમુખે બેસી, દર્ભ પવિત્રી ધારણ કરી, આચમન, પ્રાણાયામ કરી, નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

**अद्येतादि महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे ॐ तत्सत्परमेश्वर प्रीत्यर्थं यथाशक्ति ब्रह्मयज्ञ मह्रं करिष्ये ॥**

પછી ડાબા હાથમાં જવ–તલ–તુલસી–ચંદન–અક્ષત તથા બે દર્ભ સીધા રાખી, કરસંપુટ કરી ડાબા પગના ધુંટણ ઉપર મૂકી, ત્યાર બાદ પ્રણવપૂર્વક ગાયત્રીનો એકવાર ઉચ્ચાર કરી નીચેના મંત્રો ભણવાઃ—

**ॐ इषेत्त्वोर्ज्जे त्त्वा व्वायवस्थ देवो वः सविता प्प्रार्प्पयतु श्रेष्ठतमाय कर्म्मणऽआप्प्यायद्ध्वमघ्न्याऽइन्द्राय । भागम्प्प्रजावतीरनमीवा ऽअयक्ष्म्मा मा वस्तेन ऽईशत माघश**

सो ध्रुवा ऽअस्म्मिन्न गोपतौ स्यात ब्बह्वीर्य्यजमानस्य पशून्पाहि ॥ १ ॥

ॐ हिरण्मयेन पात्रेण सत्यसाऽपिहितम्मुखम् ।
योसावादित्ये पुरुषऽ सोसावहम् ।
ॐ३म् खम्ब्रह्म ॥

પછી આચમનીમાં જલ લઈ નીચે પ્રમાણે બોલી બ્રહ્મયજ્ઞની સમાપ્તિ કરવીઃ—

॥ अनेन ब्रह्मयज्ञाख्येन कर्मणा भगवान श्रीपरमेश्वर प्रीयतां न मम ॥

॥ इति ब्रह्मयज्ञ विधिः ॥



## ॥ अथ तर्पण प्रयोगः ॥

પ્રાતઃકાલની સંધ્યા કર્યા પછી અથવા બ્રહ્મયજ્ઞ કર્યા પછી માત્ર એકજ વાર કરવું. દર્ભાસનપર પૂર્વાભિમુખે બેસી, દર્ભપવિત્રી ધારણ કરી, આચમન પ્રાણાયામ કરી. પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे ॐ तत्सत्परमेश्वर प्रीत्यर्थं देवऋषिमनुष्यपितृतर्पणमहंकरिष्ये ॥**

પછી તામ્રપાત્રમાં જલપુરી તેમાં ચંદન–પુષ્પાદિ નાંખી દેવતાનું આવાહન નીચે મુજબ કરવું:—

आगच्छन्तु महाभाग वि॰वेदेवा महाबला: ।
ये तर्पणेऽत्र विहिताः सावधाना भवन्तु ते ॥

પછી નીચેના મંત્રો ભણી દેવ, ઋષિ તથા પિતૃઓને ઉદ્દેશે એક અંજલી આપવીઃ—

ॐ आब्रह्मस्तंबपर्यंतं देवर्षिपितृमानवाः ।
तृप्यंतु पितरः सर्वे मातृमातामहादयः ॥१॥
अतीतकुलकोटीनां सप्तद्वीपनिवासिनाम् ।
आब्रह्मभूवनाल्लोकादिदमस्तु तिलोदकम् ॥२॥

પછી તરભાણામાંથી હાથમાં જલ લઈ અંજલિ દેવતિર્થથી એટલે આંગળીઓના અગ્રોથી આપવી, અને અંજલીમાંનું જલ પવિત્ર ભૂમિ ઉપર વા તરભાણામાં નાંખવું.

પછી હાથમાં જલ લઈ નીચે પ્રમાણે અર્પણનું ઉચ્ચારણ કરી તર્પણની સમાપ્તિ કરવી.

अनेन यथाशक्ति देवऋषिमनुष्यपितृतर्पणाख्येन कर्मणा
पितृस्वरुपी जनार्दनवासुदेवः प्रीयतां न मम ॥

॥ इति तर्पण प्रयोगः ॥



# ॥ अथ शिव पूजन विधिः ॥

ભસ્મના ત્રિપુંડ્ર અને રૂદ્રાક્ષ ધારણ કરી, આચમન પ્રાણાયામ કરી, ॐ **श्रीमन् महागणाधिपतये नमः** એમ ત્રણ વાર બોલી, પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुक-तिथौ अमुकवासरे ममात्मनः श्रुतिस्मृति पुराणोक्त पुन्य फल प्राप्त्यर्थं शिव पूजन महं करिष्ये ॥**

પછી પવિત્ર જલથી ભરેલા પૂજાના કલશની ॐ **वरुणाय नमः** એ મંત્રથી ગંધાક્ષત કરી, તે જલમાંથી થોડા જલ વડે પૂજાના સર્વ દ્રવ્યોને તથા પોતાના શરીરને **आपो हि ष्टा०** એ મંત્ર બોલી પ્રોક્ષણ કરવું.

પછી નીચે પ્રમાણે પૂજાનો આરંભ કરવો:—

**ॐत्र्यंबकं०** એ મંત્ર બોલી **ॐनमः शिवाय ध्याये ध्यानं समर्पयामि**

| | | | |
|---|---|---|---|
| ઉપર પ્રમાણે બોલી | ” | **आसनं समर्पयामि.** | |
| ” | ” | **आवाहनं** | ” |
| ” | ” | **अर्घ्यं** | ” |
| ” | ” | **पाद्यं** | ” |
| ” | ” | **आचमन्यं** | ” |
| ” | ” | **स्नानं** | ” |
| ” | ” | **वस्त्रं** | ” |
| ” | ” | **गंधं** | ” |
| ” | ” | **पुष्पं** | ” |

ॐत्र्यंबकं० એ મંત્ર બોલી ॐ नमः शिवाय बिल्व पत्रं समर्पयामि

| | | | |
|---|---|---|---|
| ,, | ,, | धूपं | ,, |
| ,, | ,, | दोपं | ,, |
| ,, | ,, | नैवेद्यं | ,, |
| ,, | ,, | नमस्कारं | ,, |

પછી શિવ પંચાક્ષર મંત્રનો દશવાર કિંવા એકસો આઠવાર જપ કરી, પછી પ્રદક્ષિણા કરી, નીચે પ્રમાણે બોલવું:—

**यस्य स्मृत्या च नामोक्त्या, तपोयज्ञ क्रियादिषु ।**
**न्यूनं संपूर्णता याति, सद्यो वंदे तमच्युतम् ॥**

પછી અંત સંકલ્પ કરવો:—

**॥ अनेन लघुपुजनाख्येन कर्मणा श्रीसांबसदाशिवः प्रीयतां न मम ॥**

**॥ इति शिव पूजन विधिः ॥**



## ॥ अथ वैश्वदेव प्रयोगः ॥



પવિત્ર ભૂમિપર સંમુખ કુંડ રાખી, તેમાં જે અગ્નિપર પાક કર્યો હોય તે અગ્નિને સ્થાપન કરી, તથા તેની પાસે ઘીવાળો ભાત ત્રાંબાના પાત્રમાં રાખી, પૂર્વાભિમુખે બેસી તથા દર્ભની મૂદ્રિકા પહેરી, એક આચમન તથા પ્રાણાયામ કરી, પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुक-तिथौ अमुकवासरे पंचसूनाजनितदोष परिहारार्थं वैश्व-देवाख्य कर्माहं करिष्ये ॥**

પછી કુંડમાંના અગ્નિને પ્રજ્વલિત કરી, **पावकाग्नये नमः** એ મંત્રથી અગ્નિનું પચોપચાર પૂજન કરવું. પછી ॐ **अग्नये नमो नमः** એમ બોલી જમણા હાથમાં જલ લઈ કુંડની આસપાસ ઈશાન ખૂણેથી ઈશાન ખૂણા સુધી જલ ધારા કરવી. પછી લાવી રાખેલા ભાતનું ગાયત્રી મંત્રવડે પ્રોક્ષણ કરી, તે વડે કુંડમાંના પ્રજ્વલિત થયેલા અગ્નિમાં દેવતીર્થથી (જમણા હાથની વચલી બે આંગલી-ઓનાં ટેરવાં તથા અંગુઠાથી) નીચેના મંત્રવડે બોર ફળ જેવડી આહુતિ આપવી. અને પછી પ્રદાન વખતે ડાબો હાથ હૃદયપર રાખવો.

**१ ॐ ब्रह्मणे स्वाहा इदं ब्रह्मणे न मम ।**

**२ ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये न मम ।**

**३ ॐ गुह्याभ्यः स्वाहा इदं गुह्याभ्यो न मम ।**

**४ ॐ कश्यपाय स्वाहा इदं कश्यपाय न मम ।**

**५ ॐ अनुमतये स्वाहा इदं अनुमतये न मम ।**

**६ ॐ विश्वेभ्यो देवेभ्यो स्वाहा इदं विश्वेभ्यो देवेभ्यो न मम ।**

**७ ॐ अग्नये स्विष्टकृतेस्वाहा इदमग्नये स्विष्टकृते न मम ।**

પછી તે અગ્નિના પશ્ચિમ ભાગમાં ભૂમિપર જલનું એક વેંતનું ચતુષ્કોણ મંડળ કરી નીચે પ્રમાણે બલી મૂકવાઃ—

पूर्व

भूत यज्ञः (१)

*१ ॐ धात्रे नमः इदं०

७ ॐ प्राच्यैदिशे नमः इदं०

२ ॐ विधात्रे नमः इदं०

८ ॐ दक्षिणायै दिशे नमः इदं०

१० ॐ उदिच्यैदिशे नमः इदं०

६ ॐ वायवे नमः इदं०

४ ॐ वायवे नमः इदं०

देव यज्ञः (५)

२२ गृहदेवतानां नैवेद्योऽपणीये० १५ ॐ विश्वेभ्यो भूतेभ्यो नमः इदं० १३ ॐ सूर्य्याय नमः इदं०

१७ ॐ भूतानां च पतये नमः इदं० १२ ॐ अन्तरिक्षाय नमः इदं०

१४ ॐ विश्वेभ्यो देवेभ्यो नमः इदं० ११ ॐ ब्रह्मणे नमः इदं०

पितृ यज्ञः (२)

×१८ ॐ पितृभ्यस्स्वधा नमः इदं० पितृभ्यो न मम

उत्तर

दक्षिण

१६ ॐ उषसे नमः इदं०

मनुष्य यज्ञः (३)

+१९ ॐ हन्त ते सनकादि मनुष्येभ्यो नमः इदं०

५ ॐ वायवे नमः इदं०

९ ॐ प्रतिच्यैदिशे नमः

निर्णेजनम् (६)

†२१ ॐ यस्मै तते निर्णेजनमिति पात्रं प्रक्षालये वायव्यां दिशि निनयेत ॥

ब्रह्म यज्ञः (४)

२० ॐ सव्येन ब्रह्म यज्ञ सिद्धयर्थं तिस्रो गायत्री जपेत् ॥

पश्चिम

[આ પાનાની ટીકા જોડેના પાનામાં છે.]

પછી ગાયને માટે તથા શ્વાનને માટે થોડું થોડું અન્ન કાઢી રાખવું. પશ્ચાત્ કુંડમાંથી વિભૂતિ લઈ તે લલાટ, કંઠ, બે બાહુ મૂલ ને હૃદય એ સ્થાને ધારણ કરવી ને નીચેના મંત્રથી અગ્નિનું વિસર્જન કરવું:—

**गच्छगच्छ सुरश्रेष्ठ, स्वस्थाने परमेश्वर ।**
**यत्र ब्रह्मादयो देवा, स्तत्र गच्छ हुतासन ॥**

પછી નીચે પ્રમાણે બોલી તે કર્મ શ્રીપરમેશ્વરને અર્પણ કરવું.

**॥ अनेन वैश्वदेवाख्येन कर्मणा श्रीपरमेश्वरः प्रीयतां न मम ॥**

પછી ઠાકોરજીને નૈવેદ્ય ધરાવી અતિથિને ભોજન કરાવી ત્યાર બાદ ગૃહસ્થે કુટુંબ સહિત ભોજન કરવું.

**॥ इति वैश्वदेव प्रयोगः ॥**



---

ટીપ:—* એકેક આહુતિ તે તે યજ્ઞની જાણવી.

× પિતૃઓના નામ ગોત્ર સાથે બોલી અપશવ્યથી મૂકવી.

+ જનોઈ કંઠસ્થ કરી પછી આહુતિ મૂકવી.

† યજ્ઞપાત્ર ધોઈ તે પાણી વાવ્ય દિશામાં ઢોળવું.

**સૂચના:**—પિતા વૈશ્વદેવ કરતા હોય તો પિતાથી અવિભક્ત પુત્રે ગ્રામાન્તરમાં પોતે રહેતો હોય તો પણ પૃથક્ વૈશ્વદેવ કરવો નહિ, માત્ર વ્યાહૃતિથી ત્રણ આહુતિ અગ્નિને આપવી, ને ગૌગ્રાસ તથા શ્વાન ભાગ કાઢવા. પિતા વૈશ્વદેવ ન કરતા હોય તો પિતાના પ્રતિનિધિરૂપે પુત્રે સમગ્ર વૈશ્વદેવ કરવો.

# ॥ अथ भोजन विधिः ॥

જલથી કરેલા ચતુષ્કોણ મંડળ ઉપર ભોજનપાત્રો રાખી, તે ઘૃતાદિયુક્ત અન્ન પીરસાયા પછી, પાત્રમાં તુલસીદલ મૂકી જમણા હાથમાં જલ લઇ, ગાયત્રી મંત્રવડે તથા ॐ **नमो भगवतो वासुदेवाय** એ મંત્રથી પીરસેલા પાત્રની પ્રદક્ષિણા કરવી. પછી દિવસે ॐ **सत्यंत्वर्तेन परिषिंचामि** એ મંત્રવડે તથા રાત્રીએ **ऋतंत्वा सत्येन परिषिंचामि** એ મંત્રવડે અન્નનું પ્રોક્ષણ કરવું.

પછી જમણીથી ડાબી ભણી જાય તેવી રીતે પાત્ર સન્મુખ નાની જળધારા કરી તે ઠેકાણે જમણી ભણીથી ડાબી ભણી એમ નીચે પ્રમાણે બોલી ઘીવાળા ભાતના ત્રણ બલી મૂકવા;—१ ॐ **भूपतये स्वाहा नमः। २ ॐ भूवनपतये स्वाहा नमः। ३ ॐ भूतानां पतये स्वाहा नमः॥**

પછી વિષ્ણુનું ધ્યાન ધરી ॐ **अमृतो पस्तरणमसि स्वाहा** એ મંત્રવડે જમણા હાથમાં પાણી લઈ આચમન કરવું. પછી ડાબા હાથવડે ભોજનપાત્રને સ્પર્શ કરી, તથા મૌનપણે ॐ **प्राणाय स्वाहा,** ॐ **अपानाय स्वाहा,** ॐ **व्यानाय स्वाहा,** ॐ **समानाय स्वाहा,** ॐ **उदानाय स्वाहा** એ પાંચ મંત્રવડે, પ્રત્યેક મંત્રવડે એક એક એમ પાંચ આહુતિ ઘીવાળા અથવા દૂધવાળા

---

ટીપઃ—એ પ્રકારના અશૌચમાં જમવા સમયનું બલિદાન, પાંચ પ્રાણાહુતિને ડાબે હાથે પાત્રનો સ્પર્શ ઇત્યાદિ કહ્યા પ્રમાણે કરવાં. તેમનો ત્યાગ ન કરવો.

ભાતની પાંચ પ્રાણને પોતાના મુખમાં આપવી. પછી પાત્ર પરથી ડાબો હાથ ઉપાડી લઈ, જલ સ્પર્શ તે હાથની અનામિકાવડે બંને નેત્રને કરવો. પછી શિખા મુક્ત કરી રૂચિ પ્રમાણે જમવું. પાત્રનો સ્પર્શ તથા મૌન એ પ્રાણાહુતિ સુધી આવશ્યક છે.

પછી તે રાખવાં કે ન રાખવાં તે સ્વેચ્છાપર છે. ખૂણાઓ ભણી મુખ રાખી ભોજન ન કરવું. જમી રહ્યા પછી શેષ અન્નની પાત્રની ડાબી બાજુએ એક ચિત્રાહુતિ મૂકવી. પછી જમણા હાથમાં પાણી લઇ, ૐ **अमृता पिधानमसि स्वाहा** એ મંત્રવડે ઉતરા-પોશનનું અર્ધું પાણી પી જઇ અર્ધું જે ઠેકાણે ચિત્રાહુતિ મૂકેલી છે તે ઠેકાણે, પિતૃતિર્થની રીતે એટલે અંગુઠા અને તર્જનીના મધ્ય ભાગથી રેડવું. પછી હાથ, મુખ ધોઈ, સોલ કોગળા કરી, બે આ-ચમન લેવાં. પછી શિખા બંધન કરી પછી ઉઠવું ને ચિત્રાહુતિનું અન્ન કાકપક્ષીને અર્પણ કરવું.

**॥ इति भोजन विधिः ॥**

---

## ॥ अथ नूतन यज्ञोपवीत धारण प्रयोगः ॥

સુતક તથા ગ્રહણની સમાપ્તિએ, ચાર માસે અથવા અકસ્માત્ રીતે ત્રુટી જાય ત્યારે કે એવે બીજે પ્રસંગે નીચેની વિધિ પ્રમાણે દ્વિજે નવું જનોઈ ધારણ કરવું જોઇએ.

પૂર્વાભિમુખે કિંવા ઉતરાભિમુખે બેસી, યજ્ઞોપવીતનું જલથી પ્રક્ષાલન કરી, પશ્ચાત્ આચમન લઈ, એક પ્રાણાયામ કરવો. પછી જમણી હથેલીમાં વા આચમનીમાં જલ લઇ નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुक-तिथौ अमुकवासरे मम श्रौतस्मार्तकर्मानुष्टानसिद्ध्यर्थं नूतन यज्ञोपवीत धारण महं करिष्ये ॥**

પછી યજ્ઞોપવીત કરસંપુટમાં રાખી તેનું દશ ગાયત્રી મંત્રવડે અભિમંત્રણ કરવું. પછી ગ્રંથીનું પુજન કરી, બંને હાથના અંગુઠા, તર્જની તથા કનિષ્ટિકા અને અનામિકાની વચ્ચે જનોઇ રાખી, બંને હાથ ઊંચા કરી, ૐ **तच्चक्षुर्देवहितंपुरस्तातच्छुक्रमुच्चरत् पश्येम०** એ મંત્ર પૂરો બોલી તે જનોઇ શ્રીસૂર્યને દેખાડવું. પછી નીચેના મંત્રો ભણવા.

**ॐ यज्ञोपवीतं परमं पवित्रं, प्रजापतेर्यत्सहजं पुरस्तात् ।**

**आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं, यज्ञोपवीतं बलमस्तु तेजः ॥ १ ॥**

**ॐ यज्ञोपवीतमसि यज्ञस्यत्वा यज्ञोपवीतेनोपनह्यामि ॥ २ ॥**

એ મંત્ર બોલી, બંને હાથ નીચા કરી, ડાબા ખભાપર જમણા હાથદ્વારા તે ધારણ કરવું. એમ બે ઉપવીત ધારણ કરવાં–ઉપવસ્ત્ર ન રખાતું હોય તો ત્રીજું ધારણ કરવું. પછી આચમન લેવું. પશ્ચાત્ દશ ગાયત્રીનો જપ કરી, પછી જૂનું ઉપવીત **एतावद् दिनपर्यंतं ब्रह्म त्वं धारितं मया । जीर्णं त्वां त्वत्परित्यागो गच्छ सूत्र यथा सुखम् ॥** એ મંત્રનું ઉચ્ચારણ કરીને શિરો માર્ગથી કાઢી નાંખવું; ને કહેલો જપ શ્રીસૂર્યનારાયણદેવને અર્પણ કરવો:—

**अनेन नूतन यज्ञोपवीत धारणांग भूतेन यथाशक्ति गायत्रीजप-कर्मणा श्रीसवितादेवता प्रीयतां न मम ॥**

પછી અંત સંકલ્પ નીચે મુજબ કરવો.

अनेन नूतन यज्ञोपवीत धारणाख्येन कर्मणा भगवान्
परमेश्वर प्रीयतां न मम ॥

॥ इति नूतन यज्ञोपवीत धारण प्रयोगः ॥

## ॥ अथ दक्षिणामूर्ति स्तोत्रम् ॥

विश्वं दर्पणदृश्यमाननगरीतुल्यं निजांतर्गतं,
पश्यन्नात्मनि मायया बहिरिवोद्भूतं यथा निद्रया ।
यः साक्षात्कुरुते प्रबोधसमये स्वात्मानमेवाद्वयम्,
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥१॥

**અર્થ:**—દર્પણમાં દેખાતી પ્રતિબિંબિત નગરીની પેઠે પોતાના અંતઃકરણમાં રહેલા વાસનામય વિશ્વને જેમ નિદ્રાએ કરીને બહારના જેવું દેખીએ છીએ તેમ આત્મામાં કલ્પિત રીતે રહેલા આ જગતને માયાએ અને દૃશ્યની વાસનાએ કરી બહાર ઉદ્દ્ભૂતની પેઠે દેખાતાં છતાં જે આત્માના જ્ઞાનના સમયમાં અદ્વયરૂપ પોતાના આત્માનેજ અપરોક્ષ કરે છે તે શ્રીસદ્દગુરૂની મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ દિન ભાવવાળા નમસ્કાર હો. ૧

बीजस्यांतरिवांकुरो जगदिदं प्राङ्‌निर्विकल्पं पुनर्,
मायाकल्पित देशकाल कलना वैचित्र्य चित्रिकृतम् ।

मायावीव विजृंभयत्यपि महायोगीव यः स्वेच्छया,
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥२॥

અર્થ:—વૃક્ષાદિના બીજની અંતર સૂક્ષ્મ અંકુરની પેઠે આ પ્રતિત થતું જગત્ પૂર્વે નિર્વિકલ્પ (નામરૂપાદિની કલ્પનાથી રહિત) હતું, પછી પોતાની માયાવડે જેમણે કલ્પિત દેશકાલની કલ્પનાથી નામરૂપાદિની વિચિત્રતાએ કરી વિચિત્રની પેઠે કર્યું છે. જેઓ માયાવીની (બાજીગરની) પેઠે અને મહાયોગિની પેઠે સ્વેચ્છાએ આ સંસારરૂપ વિલક્ષણ વિલાસને કરે છે તે શ્રીસદ્ગુરૂની મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ દીનભાવવાળા નમસ્કાર હો. ૨

यस्यैव स्फुरणं सदात्मकमसत्कल्पार्थगं भासते,
साक्षात्तत्त्वमसीति वेदवचसा यो बोधयत्याश्रितान् ।
यत्साक्षात्करणाद्भवेन्न पुनरावृत्तिर्भवांभोनिधौ,
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥३॥

અર્થ:—જેનું સ્ફુરણ (જ્ઞાન) સદ્રૂપ છતાં અસત્‌ના જેવા આ દશ્ય પદાર્થોમાં અનુસ્યૂત (પરોવાઇને રહેલું) ભાસે છે, અને જે "તત્ત્વમસિ" (તે બ્રહ્મ તું છે) આ છાંદોગ્યોપનિષદ્‌ના વચનવડે શરણાગતોને બ્રહ્મનો સાક્ષાત્ બોધ કરે છે, વળી જેના દૃઢ સાક્ષાત્કારથી આ દુઃખમય સંસારસાગરમાં બ્રહ્મજ્ઞાનીનો પુનઃ જન્મ થાય નહિ તે શ્રીસદ્ગુરૂ મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ દીનતાયુક્ત નમસ્કાર હો. ૩

नानाछिद्रघटोदरस्थितमहादीपप्रभाभास्वरं,
ज्ञानं यस्य तु चक्षुरादि करणद्वारा बहिः स्पंदते ।
जानामीति तमेव भांतमनुभात्येतत्समस्तं जगत् ,
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥४॥

**અર્થ:**—ઘણા છિદ્રોવાળા ઘડાના ઉદરમાં રહેલા મોટા પ્રકાશમય દીવાના પ્રકાશ જેવું પ્રકાશવાળું જેનું જ્ઞાન સ્થૂલ શરીરમાંથી ચક્ષુરાદિ ઇંદ્રિયોદ્વારા બહાર સ્ફુરે છે. "હું જાણું છું" એવી રીતે પ્રથમ તેનાજ ભાસમાન થયા પછી આ સમસ્ત જગત્ તેને ભાસે છે તે શ્રીસદ્ગુરૂ મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ દીનભાવવાળા નમસ્કાર હો. ૪

देहं प्राणमपींद्रियाण्यपि चलां बुद्धिं च शून्यं विदुः,
स्त्रीबालांधजडोपमास्त्वहमिति भ्रांता भृशं वादिनः।
मायाशक्तिविलासकल्पितमहाव्यामोहसंहारिणे,
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥५॥

**અર્થ:**—સ્ત્રી, બાળક, અંધ અને જડની ઉપમાવાળા ચાર્વાક આદિ ઘણા ભ્રાંતવાદિ પુરૂષો તો સ્થૂલદેહને, મુખ્યપ્રાણને, અગીઆર ઇંદ્રિયોને, ચંચળ સ્વભાવવાળી બુદ્ધિને અને શૂન્યને ( અભાવને) "હું છું" ( એ મારૂં સાચું સ્વરૂપ છે ) એમ જાણે છે તે માયાશક્તિના કાર્યરૂપ આ કલ્પિત ને દુઃખદ મહાવ્યામોહનો સંહાર કરનારા શ્રીસદ્ગુરૂની મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ શ્રદ્ધાભક્તિવાળા નમસ્કાર હો. ૫

राहुग्रस्तदिवाकरेंदुसदृशो मायासमाच्छादनात्,
सन्मात्रः करणोपसंहरणतो योऽभूत्सुषुप्तः पुमान् ।
प्रागस्वाप्समिति प्रबोधसमये यः प्रत्यभिज्ञायते,
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥६॥

અર્થ:—આવરણ કરવાના સ્વભાવવાળી માયાવડે સારી રીતે આચ્છાદિત થવાથી અંધકારમય રાહુવડે ઘેરાયેલા પ્રકાશમય સૂર્ય અને ચંદ્રની પેઠે સન્માનરૂપ જે પુરૂષ અંતઃકરણના ને ઈંદ્રિયોના વિલયથી સુષુપ્તિને પામ્યો હતો, અને જે જાગ્રતના સમયમાં "હું પૂર્વે સૂતો હતો" એમ પ્રત્યભિજ્ઞાનનો (પૂર્વે અનુભવેલાના પુનઃ જ્ઞાનનો) વિષય કરાય છે તે શ્રીસદ્‌ગુરૂ મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ સવિનય નમસ્કાર હો. ૬

बाल्यादिष्वपि जाग्रदादिषु तथा सर्वास्ववस्था स्वपि,
व्यावृत्तास्वनुवर्तमानमहमित्यंतः स्फुरंतं सदा ।
स्वात्मानं प्रकटीकरोति भजतां यो भद्रया मुद्रया,
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥७॥

અર્થ:—બાલ્યાદિક તેમજ જાગ્રદાદિક પરસ્પરભિન્ન તન–મનની સર્વે અવસ્થાઓ વિષે અનુવર્તમાન, (તે તે અવસ્થારૂપે પ્રતીત થતા,) અને "હું છું" એમ શરીરની અંતર સદા સ્ફુરવા-વાળા પોતાના સ્વરૂપને શ્રદ્ધા પ્રીતિથી ભજન કરવાવાળાની મધ્યે જે ભદ્રામુદ્રાવડે પ્રગટ કરે છે તે શ્રીસદ્‌ગુરૂ મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂતિને મારા આ વિનયપૂર્વક નમસ્કાર હો. ૭

विश्वं पश्यति कार्यकारणतया स्वस्वामिसंबंधतः,
शिष्याचार्यतया तथैव पितृपुत्राद्यात्मना भेदतः ।
स्वप्ने जाग्रति वा य एष पुरुषो मायापरिभ्रामित-
स्तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥८॥

અર્થઃ—જે આ પુરૂષ ( જીવ ) માયાવડે ચારે ગમથી ભ્રાંતિને પામેલો અંતઃકરણની સ્વપ્નાવસ્થા વિષે અથવા જાગ્રદવસ્થાવિષે કાર્યકારણભાવવડે, સ્વસ્વામિસંબંધવડે અને શિષ્યઆચાર્યભાવવડે તેમ જ પિતાપુત્ર આદિ ભિન્ન ભિન્ન સ્વરૂપવડે ભેદથી આ વિશ્વને દેખે છે તે શ્રીસદ્દગુરૂની મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ દીન-ભાવે નમસ્કાર હો. ૮

भूरंभांस्यनलोऽनिलोंबरमहर्नाथो हिमांशुः पुमा-
नित्याभाति चराचरात्मकमिदं यस्यैव मूर्त्यष्टकम् ।
नान्यत् किंचन विद्यते विमृशतां यस्मात्परस्माद्विभो-
स्तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥९॥

અર્થઃ—પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર અને પુરૂષ ( જીવ ) એમ આ સ્થાવરજંગમરૂપ જે પરમાત્માની મૂર્તિનું અષ્ટક લોકોને જણાય છે, અને પરમાત્માનો વિચાર કરવાવાળા પુરૂષને જે વિભુરૂપ પરમાત્માથી ભિન્ન બીજું કાંઇ પણ અહીં વિદ્ય-માન જણાતું નથી તે શ્રીસદ્દગુરૂમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા આ સવિનય નમસ્કાર હો. ૯

सर्वात्मत्वमिति स्फुटीकृतमिदं यस्मादमुष्मिँस्तवे,
तेनास्य श्रवणात्तदर्थमननाद्ध्यानाच्च संकीर्तनात् ।
सर्वात्मत्वमहाविभूतिसहितं स्यादीश्वरत्वं स्वतः,
सिद्ध्येत्तत्पुनरष्टधा परिणतं चैश्वर्यमव्याहतम् ॥१०॥

અર્થ:—જેથી આ શ્રીદક્ષિણામૂર્તિ સ્તોત્રમાં એમ આ જીવના વાસ્તવિક સ્વરૂપનો સર્વાત્મભાવ સ્પષ્ટ કર્યો છે તે હેતુથી આ સ્તોત્રના શ્રદ્ધાપૂર્વક શ્રવણથી તથા આ સ્તોત્રના અર્થના મનનથી અને શ્રીદક્ષિણામૂર્તિના ધ્યાનથી તથા તેમના નામના સંકીર્તનથી વ્યાવહારિક મહાવિભૂતિ સહિત સર્વાત્મભાવરૂપ ઈશ્વરભાવ આવો શુભ પ્રયત્ન કરનારા મનુષ્યને સ્વતઃસિદ્ધ થાય છે. વળી આ સ્તોત્રના પાઠ આદિ કરનારને સૂક્ષ્મ ને મહાન્ ઇત્યાદિ આઠ પ્રકારથી વિવર્ત પરિણામને પામેલા બ્રહ્મરૂપ અભંગ ઐશ્વર્યની પ્રાપ્તિ પણ થાય છે. ૧૦

## ॥ क्षेपक श्लोको ॥

### मालोनी छंद.

वटविटपिसमिपे, भूमिभागे निषण्णं,
सकलमुनिजनानां, ज्ञानदातारमारात् ।
त्रिभुवनगुरुमीशं, दक्षिणामूर्तिदेवं,
जननमरणदुःख, च्छेददक्षं नमामि ॥११॥

અર્થ:—કૈલાશપર્વતપર ભદ્રવટ નામના રમણીય વડના વૃક્ષની સમીપમાં નીચેની ભૂમિના ભાગપર બેઠેલા, સર્વ જિજ્ઞાસુ મુનિજનોને

કેવળ દયાથી બ્રહ્મજ્ઞાન દેનારા, ત્રણે લોકના પરમગુરૂ, ઈશ્વર ( જગતના નિયંતા ) ને જન્મ-મરણાદિરૂપ દુઃખોનો તુરત નાશ કરવામાં અતિ ચતુર શ્રીદક્ષિણામૂર્તિને હું શ્રદ્ધાભક્તિથી નમસ્કાર કરૂં છું. ૧૧

**अनुष्टुप छंद.**

**चित्रं वटतरोर्मूले, वृद्धाः शिष्या गुरुर्युवा ।**
**गुरोस्तु मौनं व्याख्यानं, शिष्यास्तु च्छिन्नसंशया ॥१२॥**

**અર્થઃ**—પૂર્વોક્ત વડના ઝાડના મૂલમાં વયોવૃદ્ધ શિષ્યો અને શ્રીદક્ષિણામૂર્તિરૂપ જુવાન મહાપુરૂષ સ્થિત છે, વળી તે સદ્‌ગુરૂનું ભદ્રામુદ્રારૂપ મૌન વ્યાખ્યાન છે, અને તેમના શનકાદિક શિષ્યો સંશયરહિત થયા છે એ બહુ આશ્ચર્યની વાત છે. ૧૨

**ॐ नमः प्रणवार्थाय, शुद्धज्ञानैकमूर्तये ।**
**निर्मलाय प्रशांताय, दक्षिणामूर्तये नमः ॥१३॥**

**અર્થઃ**—પ્રણવના અર્થરૂપ ને શુદ્ધજ્ઞાનનીજ પ્રત્યક્ષ મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને મારા નમસ્કાર હો. અતિનિર્મળ અને પ્રશાંત એવા શ્રીદક્ષિણામૂર્તિને મારા પુનઃ પુનઃ ભાવપૂર્વક નમસ્કાર હો. ૧૩

**निधये सर्वविद्यानां, भिषजे भवरोगिणाम् ।**
**गुरुवे सर्वलोकानां, दक्षिणामूर्तये नमः ॥१४॥**

**અર્થઃ**—સર્વ વિદ્યાઓના મોટા ભંડારરૂપ, ભવરોગીઓના સાચા વૈદ્ય અને સર્વ લોકોના હિતોપદેષ્ટા સાચા સદ્‌ગુરૂ શ્રીદક્ષિણામૂર્તિને મારા શ્રદ્ધાભક્તિપૂર્વક વારંવાર નમસ્કાર હો. ૧૪

### मंदाक्रान्ता छंद.

मौनव्याख्याप्रकटितपरब्रह्मतत्त्वं युवानं,
वर्षिष्ठांतेवसदृषिगणैरावृतं ब्रह्मनिष्ठैः ।
आचार्येंद्रं करकलितचिन्मुद्रमानंदरुपं,
स्वात्मारामं मुदितवदनं दक्षिणामूर्तिमीडे ॥१५॥

**અર્થ:**—મૌન વ્યાખ્યાવડે (ભદ્રામુદ્રાવડે) જેમણે પોતાના સનકાદિ શિષ્યોના હૃદયમાં બ્રહ્મતત્વને પ્રગટ કર્યું છે એવા, મનોહર યુવાવસ્થાને ધારણ કરનારા, સમીપમાં વસતા અતિવૃદ્ધ બ્રહ્મનિષ્ટ ઋષિઓવડે ઘેરાયેલા, હાથવડે કરેલી ભદ્રામુદ્રાને જિજ્ઞાસુઓના પરમ-હિતમાટે ધારણ કરનારા, પરમાનંદરૂપ, પોતાના સ્વરૂપમાં જ આ-રામવાળા, પ્રસન્ન વદનવાળા અને સર્વ બ્રહ્મોપદેષ્ટા આચાર્યોમાં ઈંદ્રરૂપ એવા શ્રીદક્ષિણામૂર્તિની હું ભાવપૂર્વક સ્તુતિ કરૂં છું. ૧૫

॥ इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य श्रीमच्छंकराचार्य विरचितं श्रीदक्षिणामूर्तिस्तोत्रं समाप्त ॥



# ભૂમિકા

શ્રી પરમાત્માના કૈવલ્યપદ પ્રાપ્તિના પ્રારંભમાં પ્રથમ દ્વિજવર્ણ સંજ્ઞકને ષટ્કર્મની આવશ્યકતા દૃક્પથમાં સમજાય છે. વિપ્ર કલ્પતરૂને ષટ્કર્મની આચાર અંજલિએ સિંચવામાં મનુષ્યની ઐહિક અને પરલોક એષણાનું નિકેતન સમયવર્તિ થતું જાય છે. અને નજીક નજીક બ્રહ્મપુરૂષ સંબંધી ઐક્ય લક્ષણતાનો ઉદય થવા પામે છે. **अहरहः स्नात्वा सन्ध्यामुपासीत** એ સુત્રને ઋષિઓની દૃષ્ટિએ જોતાં ષટ્કર્મ એટલે હૃદય અવાન્તર નિવાસ થયેલા અવિદ્યામય કલુષને દૂર કરી, બ્રહ્મનું અનુપમેય દર્શન કરવાની શક્તિનો પ્રબળ સંસાર અંતઃચતુષ્ટયમાં નિતરાવે છે તે. આ લઘુ ગ્રંથની ઉત્થાનિકા આથી વિશેષ વિસ્તરણપૂર્વકના વિવેકે આલેખવી ન હોય; વસ્તુતઃ આધુનિક સમયે ત્રિવર્ગના બાળકો ષટ્કર્મથી પશ્ચિમમુખ થયેલા જોતાં ભારતની ભવિષ્ય-કલ્પના ઉપર શ્યામતાનું આવરણ હોવાની શંકા સંભવે છે. આ સ્થિતિ દૂર થવા અને દ્વિજશિશુઓ પોતાના શ્રેયસ્ ધર્મમાં વિશેષ આદરવાળા થાય, એ પુણ્યવસ્તુને ફળવાન થયેલી જોવાના કારણે આ ગ્રંથ બ્રાહ્મણ બાળકોના હાથમાં વિના મૂલ્યે આપવાનો યોગ મળ્યો છે. ધર્મ "પાલન, ઉપજાતિ યા દેશના ઉદ્ધારક કારણે અવલેખે છે." **यतो धर्मस्ततो जयः** આવ ધર્મમાર્ગનાં પ્રેરણાત્મક પુસ્તક જે સમાજને ઓછામાં ઓછી કિંમતે કે વિન મૂલ્યે પહોંચાડવામાં આવે તો સમાજની ધર્મશિથિલતા દૂર થવાનો પૂરે સંભવ છે.

વિશેષમાં આ ગ્રંથનો સદુપયોગ પૂર્ણ રીતે બ્રાહ્મણ બાળકો તરફથી થાય એમ હું જોવા ઈચ્છું છું. પરમાત્મા દ્વિજ સર્વસ્વને સન્મતિ આપી ધર્મમાં વિશેષ આદરવાળા બનાવે એ વાંચ્છા. આ પુસ્તક યોજવામાં ચિ૦ ભ૦ વૈદ્ય જગન્નાથ શર્માએ તથા આપ સુજ્ઞ જનોએ જે જે ઘટિત સૂચનાઓ આપી તેમાં હું તેમનો હૃદયપૂર્વક આભાર માનું છું.

આ પુસ્તકની જેને જરૂર હોય તેણે ફક્ત એક આનાની પોસ્ટલ ટીકીટ મોકલી મંગાવી લેવું.

દ્વિજચરણ ધૂલિધર સનાતન સેવક,

**હરિવલ્લભ મહાશંકર ભટ. મુ. આમોદ, જી. ભરૂચ.**

મુખપૃષ્ઠ: શ્રી શારદાવિજય પ્રિ. પ્રેસ, રીચીરોડ, અમદાવાદ.